# મૃત્યુ-સંજીવની
યાને
# સંત-ભક્તોની અનુભવ વાણી



સંપાદક
મોદી કેશવલાલ હરીચંદ-સાબરમતી



પ્રકાશક
સ્થાનકવાસી જૈન કાર્યાલય
પચભાઈની પોળ અમદાવાદ

કિંમત એક રૂપીયો

ગાજે ! ભાઈ કળિયુગમાં, શાન્તિનાથનું નામ છે,
જેમાં સરવે તીરથ, સરવે ધામ છે,
ગમેરો જય શાન્તિનાથ !!

## સ્વર્ગસ્થ ઉમાબહેન

(તે શ્રી કેશવલાલ હરિચંદ મોદીના સુપુત્રી)



જન્મ તા ૨૬-૧૧-૧૯૩૭
લગ્ન તા ૨૮-૪-૧૯૫૮
સ્વર્ગવાસ તા ૨૨-૬-૧ [illegible]

# સ્મરણાંજલી

બહેન ઉમા!

આજે તા. ૨-૭-૬૦ ના રોજ તારો દેહ વિલય છે, પણ તારુ સ્મરણ તો અમને હમેશ થયા કરે છે. જ્યારે જ્યારે તને યાદ કરીયે છીએ ત્યાર ત્યારે તારી પ્રતિકૃતિ મુખ સામે તરવરે છે. ખરેખર! તે તારા સદ્ગુણો વડે પિતૃકુળ અને શ્વસુર કુળ બંનેને અજવાળ્યા છે.

તારામાં વાસ કરેલા નમ્રતા વિનય સમતા આદિ ગુણો સાંભરે છે ત્યારે મનને દુઃખ થાય છે. પણ તારો આવો સંસ્કારી આત્મા જ્યાં ગયો હો ત્યાં વધુ સુવાસ ફેલાવનો હજો તેવી શ્રદ્ધાથી આશ્વાસન મેળવીએ છીએ.

તારી અંતિમ સમયની શુભ લેશ્યા, શુભ યોગ અને સાગારી વ્રત-નિયમ રૂપ શુભ ક્રિયા દ્વારા સગા-સબંધીના મોહમાં ન લપટાતા, સમભાવ રાખી તે વિદાય લીધી છે તે ખરેખર માનવ જીવનનો એક અતિ ઉચ્ચ આદર્શ છે અને તેથી જ બહેન રંજન બોલી જવાય છે કે તે જીવી જાણ્યું અને મરી જાણ્યું!

આવી સદ્ગુણી પુત્રીઓ ઘેર ઘેર જન્મે અને તેમની આત્મપ્રભા નિતનિત સૂર્યની માફક ઝળહળે એવું ઈચ્છતા—

કંચન નિવાસ
રામનગર—સાબરમતી
અમદાવાદ-૫

લી. તારા માતા-પિતા
કેશવલાલ હરિચંદ મોદી
સૂરજકુંવર કેશવલાલ મોદી

## પહેલી આવૃત્તિના

# પ્રકાશકના બે બોલ

જ્યાં સુધી જીવને મિથ્યાત્વ અનંત, પ્રમાદ કષાય અને અશુભ યોગનો ઉદય છે ત્યાં સુધી કર્મ બંધન છે તે માટે જીવનમાં વૈરાગ્યની જરૂર છે વૈરાગ્ય વગર જ્ઞાન ટકતુ નથી વિષયોમાં દોરાઈ જવું પૂર્વના શુભ સંસ્કારો, શ્રદ્ધા સમ્યગ અને સદ્‌ગુરુની કૃપા વગર વૈરાગ્ય ટકતો નથી આત્મા પર સત્તા જમાવતા અનાત્મ તત્ત્વો આત્માને આવરણરૂપ થઈ પડે છે તેને દૂર કરી સ્વ-સ્વરૂપ તરફ આત્માને વાળવા માટે આ પુસ્તકમાં યથા શક્ય પ્રયાસ કરવામાં આવ્યો છે

આમાં જીવાત્માને બોધરૂપ અને વૈરાગ્ય પ્રેરક એવા ઘણા વિષયો સંકલિત કરવામાં આવ્યા છે એ બધા વિષયોને વ્યવસ્થિત કરી, છપાવવાનું કાર્ય મારા મિત્ર ' સ્થાનકવાસી જૈન પત્રના તંત્રી શ્રી જીવણલાલ સંઘવીએ ખૂબ જ ઉત્સાહ રાખી અને શીઘ્રતાથી કર્યું છે તે બદલ હું તેમનો જેટલો આભાર માનુ તેટલો ઓછો છે

અંતમાં પરમાત્માને પ્રાર્થું છું કે આ પુસ્તકના સદ્‌વાચનથી વાચકના ઈષ્ટ મનોરથ સિદ્ધ થાય

| | |
|---|---|
| એનાડિ એજન્સીસ<br>રીલીફ, અમદાવાદ<br>તા ૩૦-૧૦-૬૦ | કેશવલાલ હરીચંદ મોદી |

# પ્રસ્તાવના

આ પુસ્તકનુ નામ 'મૃત્યુ સજીવની' યાને 'સત-ભક્તોની અનુભવ વાણી' રાખવામાં આવ્યુ છે ફરીથી જીવન આપે એવી વિદ્યા એનુ નામ સજીવની' ખરી રીતે દેહ મરે છે પણ આત્મા-જીવ મરતો નથી પરન્તુ જો તે જીવ અથવા આત્મા દુર્ભાવનાઓ અને દુર્વાસનાઓમા અંત સમયે આ સસારમાંથી વિદાય લે છે તો તે જીવ અથવા આત્મા અમર (શાશ્વત) હોવા છતા પણ મૃત્યુ પામેલો જ છે તાત્પર્ય એ છે કે જીવનો સદ્ગતિમા વાસ થવો તે સજીવની જીવનો સદ્ગતિમા વાસ કેમ થાય મૃત્યુ વખતે કેવી ભાવના ભાવવી જીવનકાળ દરમિયાન કેવા સત્કાર્યો સત્સગતિ અને સદ્‌અભ્યાસ કરવો એની ઝાંખી, મહાપુરુષોની અનુભવ વાણીથી આ પુસ્તકમા કરાવી છે

આ પુસ્તકની આ બીજી આવૃત્તિ છે પહેલી આવૃત્તિ સાગર મતી નિવાસી અધ્યાત્મપ્રેમી શ્રી કેશવલાલ હરિચંદ ભાઈ મોદી તરફથી તેમના સ્વ સુપુત્રી શ્રી ઉમા બહેનના સ્મરણાર્થે ગયે વર્ષે પ્રગટ કરવામા આવી હતી. પ્રથમ આવૃત્તિની માત્ર પાચસો પ્રત છાપવામા આવી હતી આ પુસ્તક જનસમાજના હાથમા આવ્યા બાદ ઘણા જ સારા અભિપ્રાયો મળ્યા હતા સાથે સાથે તેની માગ પણ સારી આવી હતી આ વાત શ્રી કેશવલાલભાઈને ખટકતી હતી તેમનો વિચાર કોઈ પણ હિસાબે બીજી આવૃત્તિ પ્રકટાવી જનસમૂહની ઈચ્છા સતોષવાની હતી આ વાત તેમણે મને કરી અને મને પણ જો આર્થિક સહાયતા મળે તો મારા સ્થાનકવાસી જૈન પત્રના ગ્રાહકોને ભેટ સ્વરૂપ આપવા બીજી આવૃત્તિ પ્રકટ કરવી યોગ્ય લાગી શ્રી મોદી સાહેબે આર્થિક સહાય રૂપ છાપેલી કિંમતે નકલો ન વ ખરીદવાનુ અને ગ્રાહકોને ભેટ આપ્યા ઉપરાંત વધારે નકલો વેચવાની

આપવાનુ વચન આપ્યુ પરિણામ સ્વરૂપ સ્વ શ્રી ઉમા બ્હેનના પુન સ્મરણ (ફોગ) સાથે સ્થા જૈન પત્ર ના ૨૮ મા વરસના ગ્રાહકોને ભેટ આપવા માટે આ પુસ્તકની બીજી આવૃત્તિ પ્રગટ કરવામા આવે છે

બીજી આવૃત્તિમા પહેલી આવૃત્તિમાં આવેલા વિષયો ઉપરાંત 'મગ્નરામ બોધવચનમાળા' અને બીજા વિભાગમાં 'સત-ભક્તોની અનુભવ વાણી' નામથી આનંદજી ચિદાનંદજી, ધીરો, અખો, કેશવ પોપટ ગણપત કબીર વગેરે સંતો અને ભક્તોના બારમાસી વૈરાગ્યપ્રેરક પદો, ભજનો વગેરે ઠીક ઠીક સંખ્યામાં આપ્યા છે

આશા છે કે આ પુસ્તક જનસમાજમા પ્રથમની જેમ જ આદર પાત્ર બનશે

પચભાઈની પોળ
અમદાવાદ
તા ૧૦-૭-૬૧

સંશોધક
જીવનલાલ છગનલાલ સંઘવી

# અનુક્રમણિકા

# મૃત્યુ-સંજીવની

## (૧) મૃત્યુ મહોત્સવ

मृत्युमार्गे प्रवृत्तस्य, वीतरागो ददातु मे ।
समाधिबोधो पाथेय, यावन्मुक्तिपुरी पुर ॥ १ ॥

**અર્થ**—મૃત્યુના માર્ગમાં પ્રવર્તેલો એવો જે હું તેને હે વીતરાગદેવ! સમાધિ કહેતાં સ્વરૂપની સાવધાની અને બોધ કહેતાં રત્નત્રયનો લાભ જે પાથેય કહેતાં પરલોકના માર્ગને વિષે મદદગાર થાય એવું ભાતું આપો કે જેથી હું નિર્વિઘ્ને મુક્તિપુરી પ્રત્યે પહોંચી જાઉં એવી હું પ્રાર્થના કરું છું ૧

**ભાવાર્થ**—મેં અનાદિ કાળથી અનંત કુમરણ કરેલા મમતા સહિત મરણ કરેલ છે કે જેને સર્વજ્ઞ વીતરાગ પ્રભુ જાણે છે. એકવાર પણ સમ્યક્ મરણ કહેતાં મમતા રહિત મરણ કરેલ નથી. જો એકવાર પણ એવું સમ્યક્ મરણ કરેલ હોત તો ફરી આ સંસારમાં મરણનું ભાજન થવાનો માર્ગ આવત નહિ. દેહના ધુગ પ નાથી આત્માના સમ્યક્ દર્શન જ્ઞાન અને ચારિત્ર જે સ્વભાવરૂપ છે અને મિથ્યા શ્રદ્ધાન વડે દેહના નાશથી પોતાના આત્માનો નાશ સમજી સમજવાથી મરણ કરવું તેને કુમરણ કહે છે. વાસ્તે મેં મિથ્યા દર્શનના પ્રભાવથી દેહને આપણો પોતાનો (આત્મારૂપ) માની આપણા જ્ઞાન દર્શન અને સ્વરૂપનો ઘાત કરી અનંત પરિવર્તન કરેલ છે. તો હવે વીતરાગદેવ પ્રત્યે એવી પ્રાર્થના કરું છું કે મરણ સમયે મને વેદના મરણ

તથા આત્મજ્ઞાન રહિત મરણ ન થાય, કારણ કે સર્વજ્ઞ વીતરાગ પ્રભુ જેમ મરણ રહિત થયા છે તેમ હું પણ સર્વજ્ઞ વીતરાગ અવિનાશીના શરણ સહિત સંક્લેશ રહિત ધર્મધ્યાનમાં મરણ ચાહું છું વીતરાગ પ્રભુનું જ શરણ ગ્રહણ કરી હવે હું મારા પોતાના આત્માને સમજાવું છું —

कृमिजालशताकीर्णे, जर्जरे देहपञ्जरे ।
भज्यमाने न भेतव्यं यतस्त्वं ज्ञानविग्रहः ॥ २ ॥

અર્થ — હે આત્મન્! કીડાઓની સેંકડો જાળોથી ભરપૂર અને અહર્નિશ જીર્ણ થતા એવા આ દેહરૂપી પીંજરાના નાશ થવામાં ભય ન માન કારણ કે તારું પોતાનું શરીર તો જ્ઞાનરૂપ છે ૨

ભાવાર્થ — હે આત્મા! તારું રૂપ તો જ્ઞાન છે કે જેમાં આ સર્વ પદાર્થો ઉદ્યોત થઈ રહે છે (જેના વડે સર્વ પદાર્થો જાણ્યા જાય છે) વળી અમૂર્તિક જ્ઞાન જ્યોતિરૂપ અખંડ અવિનાશી જ્ઞાતા દૃષ્ટારૂપ છે છે જ્યારે આ દેહ કૃમિ માંસ રુધિર ચામડાથી ભરપૂર મહા દુર્ગંધ વિનાશક દેહ છે તે તારા સ્વરૂપથી અત્યંત ભિન્ન છે જો કે પૂર્વના કર્મોના સંયોગથી તું એક ક્ષેત્રમાં અવગાહન કરી એકમેકપણે તન્મય આકારે સ્થિતિ કરી રહ્યો છતાં તારામાં અને તેનામાં અત્યંત ભેદ છે કારણ કે આ દેહ તો પૃથ્વી જલ, વાયુ અગ્નિ આદિક પરમાણુઓના સમૂહનો એકઠો થયેલો એક પીંડ છે કે જે વખત આવે કાળલબ્ધિ પૂર્ણ થયે વિખરી જાય છે ત્યારે તું તો અવિનાશી, અખંડ અને જ્ઞાનરૂપ છો. તો એવા વિનાશક દેહના નાશ થવામાં ભય શાનો કરે છે? વળી આગળ કહે છે કે —

ज्ञानिन् भयं भवेत्कस्मात्प्राप्ते मृत्युमहोत्सवे ।
स्वरूपस्थः पुरं याति देही देहान्तरस्थितिः ॥ ३ ॥

અર્થ — વીતરાગ સમ્યજ્ઞાની ઉપદેશ કરે છે કે હે જ્ઞાની!

મૃત્યુરૂપ મ । ઉત્સવ પ્રાપ્ત થતામા ભય કેમ કરો છો? કારણ કે દેહી કહેતા આત્મા આપણા પોતાના સ્વરૂપમા સ્થિતિ કરી અન્ય દેહાદિ ગતિને પામે છે તેમા ભયનો હેતુ શો છે? ૩

ભાવાર્થ —જેમ કોઈ એક મનુષ્ય ખંડેર થઈ ગયેલ ઝૂપડીને છોડી દઈ બીજા નવીન મહેલને પ્રાપ્ત કરે છે, તે કાળ મોટા ઉત્સવ સમાન ગણાય છે તેવી રીતે આ આત્મા તેના પોતાના સ્વરૂપમા સ્થિતિ કરી આ ખંડેર થઈ ગયેલ દેહરૂપ ઝુપડીનો ત્યાગ કરી નવા દેહરૂપ મહેલને પ્રાપ્ત કરવો એ એક મોટો ઉત્સવનો અવસર છે એમા કોઈ પણ પ્રકારની હાની તો છે જ નહિ તો પછી ભય શાને માટે કરવો ઘટે? અને જો પોતાના જ્ઞાયક સ્વભાવમા સ્થિતિ કરી પારકાને પોતાનું માન્યા વિના પરલોકને પ્રાપ્ત કરશે તો ત્યા પણ મોટા આનંદમાન સહિત દિવ્ય ધાતુ ઉપધાતુ રહિત વૈક્રિય દેહમા દેવ થઈ અનેક મહર્ધિકદેવોમા પૂજ્યમાન દેવ થશે પણ જો અતી ભયાદિ કરી પોતાના જ્ઞાન સ્વભાવને બીગાડી પરમાં મમતા કરી મરણ કરશે તો એકેંદ્રિયાદિકમા દેહ ધરી પોતાના જ્ઞાનનો નાશ કરી જડરૂપ થઈ સ્થિતિ કરવી પડશે એવા તે મલીન ક્લેશ સહિત દેહનો ત્યાગ કરી ક્લેશ રહિત ઉજ્જવળ દેહને પ્રાપ્ત કરવો એ તો એક મોટા ઉત્સવનું કારણ છે

सुकृत्त प्राप्यते यस्मात् दृश्यते पूर्वसत्तम ।
भुज्यते स्वर्ग वै सौख्य मृत्यु भीति कुत सताम् ॥४॥

અર્થ —પૂર્વકાળમા થઇ ગયેલ ગણધરાદિ સત્પુરૂષોના દૃષ્ટાંતથી એમ સિદ્ધ થાય છે કે તેઓને આ ફળ દેહનો ત્યાગ કરવાથી પ્રાપ્ત થયુ છે તેમ સ્વર્ગાદિક સુખ પણ દેહનો ત્યાગ કરવા બાદ પ્રાપ્ત થાય છે તો પછી સત્પુરુષને મૃત્યુનો ભય શાનો હોય?

ભાવાર્થ —પોતાના કર્તવ્યનુ ફળ મૃત્યુ પ્રાપ્ત થવા બાદ પામે

છે મરણુ કે જે પોતે સત ૭ કાર ઠનો ો અભાન દીધેન હોય અને રાગ દ્વેષ કામ ક્રોધાદિકોનો ઘાત કરી અનન્ય અન્યાય, કુશીળ, પરધન હરણનો ત્યાગ કરી પરમસંતોષ ધારણ કરી પોતાના આત્માને અભયદાન આપ્યુ તેનુ ફળ કર્યાં ભોગવવામાં આવશે? તે ફળ તો સ્વર્ગલોકમાં ભોગવવામાં આવશે, અને સ્વગ નામના સુખનુ પ્રાપ્ત થવુ તે મૃત્યુ સમાન મિત્રના પ્રસાદથી જ મળે છે તે માટે મૃત્યુ સમાન આ જીવનો કોઈ પણ ઉપકારક નથી કારણ કે આ મનુષ્ય પર્યાયના જીર્ણ દેહમા કેટલાક પ્રકારના દુ ખ ભોગવતા અને કેટલાક કાળ વ્યતીત કરતા આર્તધ્યાન (ઉપાત) ધ્યાન (રૂ ન ક પાત) કરી તિર્યંચ (પશુઆદિ) ગતિ અગર નર્ક ગતિમા જઈ પડે ત્યારે ત્યા પણ મહા ભયાનક દુ ખ ભોગવવા પડે છે આ કારણથી મરણનો ભય કરી તેમજ દેહ કુટુબ પરિગ્રહમા મમત્વ બુદ્ધિ કરી ચિંતામણિ કલ્પવૃક્ષ સમાન સમાધિ મરણથી ભીતા ભય અતિ મમતાવાન બની કુમરણ પ્રાપ્ત કરી દુર્ગતિમા જઈ પડવુ ઉચિત નથી ફરી વળી વિચારે છે કે—

> आगर्भात् दु खसतप्त प्रक्षिप्तो देहपञ्जर ।
> नात्मा विमुच्यतेऽन्येन मृत्युभूमिपतिं विना ॥ ५ ॥

અર્થ—આ મારા કર્મરૂપ શત્રુએ મા । આ આત્માને દેહરૂપી પીંજરામાં બંદીવાન કર્યો છે અને તે માટે જ્યારથી ગર્ભમા ઉત્પત્તિ થઈ તે વખતથી જ આ નિરંતર ક્ષુધા તૃષા, રોગ વિયોગાદિ અનેક દુ ખ વડે તપ્તાયમાન સ્થિતિમા પડેલ એવો જે હુ તેને આવા અનેક ભયાનક દુ ખોથી વ્યાપ્ત થયેલા આવા દુ ખરૂપ દેહરૂપી બંદીખાનામાંથી મૃત્યુનાથ રાજા સિવાય બીજુ કોણ છોડાવી શકવાને શક્તિમાન છે? ૫

ભાવાર્થ—આ દેહરૂપી પીંજરામા કર્મરૂપી શત્રુએ કરી કેદ

પ્રધાન એવો જે હું તે ઈન્દ્રિયોને આધીન થઈ ભિન્નભિન્ન પ્રકારના ત્રાસ સહન કરું છું નિત્ય ક્ષુધા-તૃષાની વેદના ત્રાસ દીધા કરે છે વળી શ્વાસોચ્છ્વાસ-પવનનું ખેંચવું અને બહાર કાઢવું તેમજ જુદા જુદા પ્રકારના રોગોનું ભોગવવાપણું તેમજ ઉદર ભરવા માટે નાના નાના પ્રકારની પરાધીનતા સેવા-ચાકરી કૃષિકર્મ વણિક વેપારાદિ વડે મોટા ક્લેશ સહિત દીનતાથી વ્યતીત કરવું દુષ્ટો વડે તાડન મારન તેમજ કઠોર વચન અને અપમાનનું સહન કરવાપણું કુટુંબ પરિવારના આધીન થવું ધન રાજા, સ્ત્રી પુત્રાદિકના આધીન રહેવું એવા એવા અનેક મહાન ભયંકર બંદીગૃહ સમાન દેહમાંથી મરણ સમાન બળવાન રાજા સિવાય છોડાવવાને કોણ શક્તિવંત છે? વળી આ દેહને જ્યાં ત્યાં જવું હોય ત્યાં ઉપાડી લઈ જવું ભોજન કરાવવું, જળપાન આદિ કરાવવાં નિદ્રા લાવવી કામાદિક વિષયો સાધવા ભિન્ન ભિન્ન જાતભાતના વસ્ત્રાભૂષણોથી ભૂષિત કરાવવું આવા પ્રકારથી રાત્રિદિન આ દેહનું દાસપણું ભોગવવું આવું કરવા છતાં પણ તે દેહ આત્માને નાના પ્રકારના ત્રાસ આપે છે અને ભ્રમિત કરી પોતાના સ્વરૂપને ભુલાવે છે એવા કૃતઘ્ન દેહથી છોડાવવાનું મૃત્યુનામ રાજા વિના બીજાથી બનવું અશક્ય છે તે માટે હવે જ્ઞાન સહિત દેહ ઉપરથી મમતાનો ત્યાગ કરી સાવધાની પૂર્વક ધર્મધ્યાન સહિત સંક્લેશ રહિત વીતરાગતા-જ્ઞાન પૂર્વક જો સમાધિ મૃત્યુ નામ રાજાનું શરણ ગ્રહણ કરું, તો ફરીવાર મારો આત્મા દેહ ધારણ કરે નહિ તેમજ દુઃખનું પાત્ર પણ ન બને કારણ કે સમાધિ મરણ નામનો રાજા મોટો ન્યાયવાન છે જેથી તેનું શરણ ગ્રહણ કરવાથી મારા અપમૃત્યુનો નાશ થશે વળી વિશેષ કહે છે કે—

सर्वं दुःखप्रदं पिण्डं, दूरीकृत्यात्मदर्शिभिः ।
मृत्युमित्रप्रसादेन, प्राप्यन्ते सुखसम्पदः ॥ ६ ॥

અર્થ:-આત્મદર્શી જે આત્મજ્ઞાની છે તે મૃત્યુનામ મિત્રના પ્રસાદથી સર્વ દુ ખને દેવાવાળા એવો જે આ દેહપીંડ છે તેને દૂર છોડી સુખરૂપ સપદાને પ્રાપ્ત કર છે ૬

ભાવાર્થ -આ સપ્ત ધાતુમય મહા અશુચિ વિનાશીક દેહનો ત્યાગ કરી દિવ્ય વૈક્રિયીક દેહો પ્રાપ્ત કરી નાના પ્રકારની સુખ-સપદાઓનુ પ્રાપ્ત થવુ તે સર્વ પ્રભાવ આત્મજ્ઞાનીને સમાધિમરણનો છે કારણ કે સમાધિમરણ સમાન આ જીવનો ઉપકાર કરવાવાળો બીજો કોઈજ નથી સમજ કે આ દેહમા ભિન્ન ભિન્ન પ્રકારના દુ ખનુ ભોગવવાપણુ અને મહાન રોગાદિક દુ ખ ભોગવી મરણને શરણ થવુ, ફરી તિર્યંચ દેહમાં તથા નર્ક ગતિમા અસખ્યાત અનતકાળ સુધી અસખ્યાત અને અનત દુ ખો સહન કરવા અને જ મ મરણરૂપ અ ત પરિવર્તન કરવુ, ત્યા કોઈપણ શરણ તા નથી આ સસાર પરિભ્રમણથી છુટુ કરવાવાળુ કોઈપણ સમર્થ નથી કદાચિત પુણ્યના ઉદયથી અને અશુભ કર્મના મદ ઉ યથી મનુષ્ય ગતિ ઉ ચ કુળ ઈન્દ્રિય પૂર્ણતા સત પુરૂષનો સમાગમ અને શ્રી જિનેદ્ર ભગવાનનો પરમાગમનો ઉપદેશ પ્રાપ્ત થયો છે તો હવે શ્રદ્ધાન જ્ઞાન ત્યાગ સયમ સહિત અને સમસ્ત કુટુબ પરિગ્રહમા મમત્વ રહિત દેહથી ભિન્ન જે જ્ઞા સ્વભાવરૂપ આત્મા છે તેનો અનુભવ કરી, ભયરહિત ચાર આરાધનાનુ શરણ ગ્રહણ કરી મર્ણ પ્રાપ્ત થાય તો તેના સમાન આ ત્રૈલોક્ય ભુવનમાં ત્રણ કાળમા આ જીવને અન્ય હિતકારક નથી સસાર પરિભ્રમણથી છુડાવવાવાળ તે સમાધિમરણ નામના મિત્રનો જ પ્રતા તથા ઉપકાર છે

मृत्युकल्पद्रुमेप्राप्ते, येनात्मार्थो न साधित ।
निमग्नो जन्मजम्बाले, स पश्चात् किं करिष्यति ॥७॥

અર્થ-જે જીવ મૃત્યુનામ કલ્પવૃક્ષને પ્રાપ્ત થયો છતા પોતાનુ

કલ્યાણ સિદ્ધ નહિ કરે તો પછી જીવ સંસારરૂપી કુવામાં ડુબેલો થકો શું વિચાર કરી શકશે? ૭

ભાવાર્થ —આ મનુષ્ય જન્મમાં મરણનો સંયોગ છે તે સાક્ષાત કલ્પવૃક્ષ સમાન છે માટે જે વાંછિત ફળ લેવું હોય તે લઈ લેવું જો જ્ઞાન સહિત પોતાના નિજ સ્વભાવને ગ્રહણ કરી આરાધના સહિત મરણ કરશો તો સ્વર્ગનું મહર્દ્ધિકપણું ઇન્દ્રપણું અહમિન્દ્રપણું પ્રાપ્ત કરી પાછું તીર્થંકર તથા ચક્રવર્તીપણું પ્રાપ્ત થઈ નિર્વાણ પામશો મરણ સમાન ત્રિલોકમાં કોઈ દાતા નથી તો આવા દાતાનો યોગ મળે છતાં વિષયની વાંછા તથા કષાય સહિત રહેશો તો વિષય વાંછાના ફળરૂપ નરક નિગોદ પ્રાપ્ત કરશો આવી રીતે મરણરૂપ કલ્પવૃક્ષને બીગાડશો તો જ્ઞાનાદિ અક્ષયનિધાન રહિત બની સંસાર રૂપ કુવામાં ડુબી જશો માટે હે ભવ્ય! તમે વિષય વાંછાના પ્રેર્યા થકા મહા નીચ પુરુષની ચાકરી-સેવા કરો છો અતિ લોભી બની વિષયોના ભોગને અર્થે ધનપ્રાપ્તિ માટે હિંસા, જુઠ ચોરી કુશીલ પરિગ્રહમાં આસક્ત બની નિંદ્ય કર્મ આચરો છો આટલું છતાં વાંછિતપણું પૂર્ણ ન થવાથી દુઃખના માર્યા મરણ કરો છો કુટુંબાદિને છોડી વિદેશમાં પરિભ્રમણ કરો છો ને નિંદ્ય આચરણો તથા કર્મો કરતા કરતા અનંત મરણને શરણ થાઓ છો, તો એકવાર સમતા ધારણ કરી ત્યાગવ્રત સહિત વર્તમાન મરણ કરશો તો ફરી સંસારપરિભ્રમણનો અભાવ કરી અવિનાશી સુખ પ્રાપ્ત કરશો માટે પંડિત જનોએ તો જ્ઞાન સહિત મરણ કરવું ઉચિત છે

जीर्णं देहादिकं सर्वं नूतनं जायते यतः ।
स मृत्युः किं न मोदाय सतां सातोत्थितिर्यथा ॥८॥

અર્થ —મૃત્યુના પ્રતાપથી જીર્ણ થઈ ગયેલ દેહાદિક સર્વ છુટી જઈ નવીન દેહાદિક પ્રાપ્ત થવાથી સત્પુરુષ મૃત્યુને એક પ્રકારનો

સાતાનો ઉ ય માને છે ને તેથી જ્ઞાની પરભવે મૃત્યુ એ એક હર્ષને અર્થે જ છે ૮

ભાવાર્થ —મનુષ્યનુ શરીર અહર્નિશ સમય સમય જીર્ણ થતુ જાય છે આ શરીર પણ જરારહિત નથી દિનપ્રતિદિન તેનુ બળ ઘટતુ જાય છે, કાંતિ અને રૂપ મલીન થતુ જાય છે સ્પર્શ કઠોર થતો જાય છે અને સમસ્ત નિશાનીના હાડમાનુ બધન શિથિલ થઈ જાય, ગીતુ થઈ લબડે છે અને માસાદિક ગાત્ર ગળી જાય છે, નેત્રનુ તેજ ઘટે છે કાનમા સાભળવાની શક્તિ ક્ષિન થાય છે હાથ પગ કામ કરવા અસમર્થવાન બને છે ચાલવાની શક્તિ ઘટે મદ થાય છે ચાલતા બેસતા અને ઉઠતા શ્વાસ ચઢે છે અને કફની બાહુલ્યતાથી અનેક પ્રકારના રોગો ઘર કરી રહે છે આ પ્રમાણે ઇન્દ્રિયોનુ દુ ખ કેટલો વખત સુધી ભોગવવુ પડત તથા તે દેહ ક્યાં લગ રમાઈ પડી જાત ? તો મ ણુ સમાન દાતા સિવાય આવા નિર્બળ શરીરને છોડી નવીન દેહમા વાસ કોણુ કરાવી શકત સમર્થવાન છે? દુર્લભ દેહમા વળી ભિન્ન ભિન્ન અસાતાનો ઉદય ભોગવવો પડે છે તો તે મ ણુ નામ ઉપકારી વિના એવી એવી જાતની અજ્ઞાનતાને કોણુ દૂર કરી શકે? સમ્યક્ જ્ઞાનીને તો મૃત્યુ પ્રાપ્ત થવાથી મોટો હર્ષ ઉત્પન્ન થાય છે તો હે જીવ! હવે તુ સમ્યકત્વ, ત્યાગ, લીન આત્મા સાવધાન બની એવી ચર્ચા કર કે આવા અનેક દુ ખનો ભર્યો દેહ ફરીવાર ધાર ણુ કરવો ન પડે સમ્યક્ જ્ઞાની તો મૃત્યુને મોટી સાતાનો ઉ ય માને છે

सुख दु ख सदा वेत्ति देहस्थश्च स्वयं व्रजेत् ।
मृत्युभीतिस्तदा यस्य जायते परमार्थत ॥ ९ ॥

અર્થ —આ આ મા દેહમાં સ્થિતિ કરી સુખ તથા દુ ખને

સાગમાં જાણે છે અને પરલોક પ્રતિ પણ પોતે જ ગમન કરે છે તો પરમાર્થથી મૃત્યુનો ભય કોને હોય? ૯

ભાવાર્થ—જે અજ્ઞાની બહિરાત્મા તે તો દેહમાં સ્થિતિ કરી હુ સુખી હુ દુખી હુ મરણ કરુ છુ હુ ક્ષુધાવાન છુ હુ તૃષાતુર છુ મારો નાશ થાય છે એમ કલ્પનામય માને છે અને અંતરાત્મા સમ્યગ્દૃષ્ટિ છે તો એમ જ સમજે છે કે જે ઉપજે છે તે મરે છે પૃથ્વી જલ વાયુ અગ્નિમય પુદ્ગલ પરમાણુથી બનેલ અને પીંડરૂપ ઉપજેલ આ દેહ તેનો જ સમય નાશ થાય છે હુ તો જ્ઞાનમય અમૂર્તિક આત્મા તેનાથી મારો નાશ કદાપિ પણ થતો નથી વળી ક્ષુધા તૃષા પિત્ત કફાદિ રોગમય વેદના પુદ્ગલને છે હું માત્ર તેનો જ્ઞાતા કહેતાં જાણનાર છુ અને તેમાં હું તથા અહંકાર કરુ છુ તે કે આ શરીરમાં હુ એ ક્ષેત્રાવગાહ કરીને રહ્યો છુ તથાપિ મારું રૂપ જ્ઞાનરૂપ છે જ્યારે શરીર તો જડ છે હું અમૂર્તિક છુ જ્યારે દેહ મૂર્તિક છે હુ અખંડ છુ જ્યારે દેહ અનેક પરમાણુનો બનેલો મળેલ એક પિંડ છે હુ અવિનાશી છુ જ્યારે દેહ વિનાશી છે તો હવે આ દેહમાં જે રોગ તથા ક્ષુધા તૃષાદિક ઉપજે છે તેનો જ્ઞાતા કહેતા જાણનારરૂપ રહેવુ એ તો મારો જ્ઞાન સ્વભાવ જ છે પરમાં મમત્વબુદ્ધિ કરવી એ અજ્ઞાનનું ફળ મિથ્યાત્વ છે અને જેમ એક ઘર છોડી બીજા ઘરમાં પ્રવેશ કરવો તેમ આ દેહ છોડી મારા શુભ અશુભ ભાવે કરી ઉત્પન્ન થયેલ બીજા દેહમાં જવાનુ છે તેમાં મારા સ્વરૂપનો કોઈ પણ રીતે નાશ સંભવતો નથી તો હવે નિશ્ચય કરી વિચાર કે મરણભય તે કોને હોય?

संसारासक्तचित्तानां मृत्युर्भीत्यै भवेन्नृणाम् ।
मोदायते पुनः सोऽपि ज्ञानवैराग्यवासिनाम् ॥ १० ॥

અર્થ—જે જીવનુ ચિત્ત સંસારના પદાર્થોમાં આસક્ત છે અને

પોતાના રૂપને જે જાણતો નથી, તેને મૃત્યુનુ પ્રાપ્ત થવુ તે ભયમય છે, પણ જે આત્મા નિજ સ્વરૂપનો જ્ઞાતા અને અન્ય સાંસારિક પદાર્થમાં વૈરાગ્યવાન છે, તેને મૃત્યુનુ પ્રાપ્ત થવુ એ એક હર્ષનુ નિમિત્ત છે ૧૦

ભાવાર્થ—મિથ્યા દર્શનના ઉદયથી આત્મજ્ઞાનથી વિહિન દેહને પોતાનો માનનાર અને ખાના-પીના તથા કામ ભોગાદિક ઇન્દ્રિયોના વિષયના ભોગવવાપણામા સુખ માનવાવાળા બહિરાત્માને મરણનુ મગજુ મોટા ભય તથા આપત્તિ સમાન છે તે એમ કલ્પના કરે છે કે મારો નાશ થઈ ગયા પછી ફરી ખાના પીવાના પદાર્થો તથા કાળ મળશે નહિ અને મરણ પછી ક્યા જવુ પડશે તે પણ જાણતો નથી કેવી રીતે મરણ પ્રાપ્ત થશે તેનાથી પણ અજાણ હોય છે હવે આ દેખેલ જોયેલ પદાર્થો તથા કુટુબ પરિગ્રહાદિકનો સયોગ સવરવ મારુ જતુ રહે છે હવે હુ શરણુ કોનુ ગ્રહણ કરુ અને હવે મરણના પજાનાથી બચી જવાય કેમ એમ મહા સકલેશ કરી મરણને શરણ થાય છે, પણ જે આત્મજ્ઞાની પુરુષ છે, તે મૃત્યુ પ્રાપ્ત થવાનો સમય નજીક જાણી એવો વિચાર કરે છે કે હુ કે જે આ દેહરૂપી કેદખાનામા પરાધીન પડયો થકો ઇન્દ્રિયોની નાના પ્રકારની ચાહનાઓના દાહે કરી બળેલ બળેલ વિષયોના ભોગથી અતૃપ્ત થયો નિરતર ક્ષુધા તૃષા શીત-ઉષ્ણ રોગોએ કરી ઊપજેલ મહા વેદનાવડે ક્ષીણ થઈ ગયેલ આ દેહમા પરાધીનપણે મહાન દુખ તથા ઘોર વેદનાઓ, ઇષ્ટનો વિયોગ, અનિષ્ટનો સયોગાદિ ભોગવી ભોગ કલેશ વડે સમય વ્યતિત કરેલો છે, તો હવે આ કલેશથી છુટી જવાય અને પરાધીનતા રહિત મારા અનત સુખસ્વરૂપ જન્મ-મરણ રહિત અવિનાશિક સ્થાનને પ્રાપ્ત કરાવવાવાળો આ મરણનો અવસર મળેલ છે તે તો મોટો સુખદાયક ભાગ્ય છે અને અત્યત ઉપકારી છે આ સસારવાસ કેવળ દુખમય છે, તેમા ફક્ત એક સમાધિ મરણ જ શરણરૂપ છે,

તેમાં કદાચિત્ રોગનો ઉપશમ થયો તો શું સાર્થક થયું? એક રોગ ઉપશમ પામે પણ અન્ય રોગાદિ જનિત ઘોર વેદના ભોગવી ફરી મરણ તો અવશ્ય કરવું પડે તેથી હવે તો જન્મ-જરા-મરણરૂપ રોગનો નાશ કરવાવાળા ભગવાનના ઉપદેશરૂપ વચનામૃતનું પાન કરું. હજારો ઔષધાદિક ઉપચારો કરતાં છતાં પણ આ વિનાશિક દેહના રોગો મટી શકવા સમર્થ નથી, તો તે રોગોની અસહ્ય પીડાથી થતા આર્તધ્યાન ઉત્પન્ન કરી કુમતિના માર્ગરૂપ દુર્ધ્યાન કરવું ઉચિત નથી. રોગના આવવા પર જ મોટો હર્ષ માનો કે એ રોગના જ પ્રભાવથી આ જીર્ણ-જર્જરિત થઈ ગયેલ દેહથી છુટવાપણું મળશે. રોગ આવશે નહિ તો પૂર્વકૃત કર્મનું નિર્જરાપણું પણ બની શકશે નહિ અને તેથી પરિણામમાં દેહરૂપી મહા દુર્ગંધવાળા દુઃખદાઈ કેદખાનામાંથી મારું તત્કાળ છુટવાનું પણ અશક્ય થશે. પણ જો રોગરૂપ મિત્રની સહાયતા જેમ જેમ દેહમાં વધે છે તેમ તેમ મારૂં તે દેહ બંધનથી રાગબંધન, કર્મબંધન અને શરીરબંધનથી છુટવાપણું શીઘ્રતાથી થાય છે અને આ રોગાદિ તો દેહમાં જ રહે છે અને તે ફક્ત દેહનો જ નાશ કરે છે જ્યારે હું તો અમૂર્તિક ચૈતન્ય સ્વભાવી અવિનાશી જ્ઞાતા છું અને જે આ રોગાદિ જનિત દુઃખ મારા જાણવામાં આવે તેનો હું માત્ર જ્ઞાતા બનીને જાણનાર રહીશ એ દેહાદિકની સાથે મારો નાશ થતો નથી. જેમ ગરમ તપાવેલ લોઢાની સાથે અગ્નિ પણ ઘણનો ઘાવ સહન કરે છે તેમ હું પણ શરીરની સંગતિની વેદનાનો જાણનારરૂપે રહું છું. અગ્નિ જે છે તે ઉપરથી બાળી દે છે પણ તે માંહે રહેલ આકાશ બળતો નથી તેમ અવિનાશી અમૂર્તિક ચૈતન્ય ધાતુમય આત્માનો રોગાદિરૂપ અગ્નિથી નાશ થઈ શકતો નથી. આપણા પોતાના ઉપાર્જિત કરેલા કર્મો આપણે પોતાને અવશ્ય ભોગવવા જ પડવાના પછી તે શું ભયભીત બની- કાયર થઈ ભોગવીશ તો પણ તેમાંથી છુટકારો થવાનો નથી. અગર ધર્યતા ધારણ કરી જો ભોગવીશ તો પણ કર્મ તો છોડનાર નથી. જ્યારે એ બન્ને રીતે

જોતા ઉપાર્જીત કરેન કર્મો અવશ્ય ભાગવવા પડવાના, તે પછી કાયરતા તથા બાયલાપણાને ધિક્કારી કર્મોને શીઘ્રતાપૂર્વક દૂર કરવા વાળી ધૈર્યતા ધારણ કરી એ જ શ્રેષ્ઠ ઉપાય છે અને હે આત્મા ! જ્યારે તુ રાગ આવવાથી કાયર બની જાય છે, તે વિચાર કર કે નર્કગતિમાં આ જીવ કેવા કેવા પ્રકારના ત્રાસો ભોગવી અનતીવાર અને અસખ્યાતી વાર પરમાધામીથી માર્યો કિંદો ચિર્યો અને ફાડ્યો ગયો છે ! અહીનુ દુખ તે શા હિસાબમા છે ! વળી તિર્યંચગતિના ઘોર-દુખ દુખો તે ભગવાન જ્ઞાની પણ વચનદ્વારાએ વર્ણવી શકવા સમર્થ નથી એવા દુખો તે તિર્યંચ પર્યાયમા પૂર્વે ભોગવેલ છે અનતીવાર અગ્નિમા બળી મરી મર્યો છે, અનતીવાર જલમા ડુબી મરી મરેલ છે, અનતીવાર વિષનુ ભક્ષણ કરવુ પડેલ છે અનતીવાર સિંહ વ્યાઘ્ર, સર્પાદિક કરી વિદારી ગયેલ છે શસ્ત્ર કહેતા અનેક પ્રકારના હથિયારો વડે અનતીવાર છેદાઈ ભેદાઈ ગયેલ છે અનતીવાર શીત વેદનાએ કરી મરણ કરેલ છે અનતીવાર ઉષ્ણ વેદનાએ કરી પ્રાણ છોડ્યો છે અનતીવાર ક્ષુધા વેદનાએ કરી શરીર મૂક્યુ છે અને અનતીવાર તૃષાની વેદનાથી ત્રાહિ ત્રાહિ પોકારી મરણને શરણ થયો છે તો તેના પ્રમાણમા આ દેહાદિક રોગજનિત વેદના તો ગણતરીમા છે ! તો હે જીવ ! એમ જ સમજ આ રોગાદિક જ મારા ઉપકારક મિત્ર છે જો તે ઉદય આવ્યા ન હોત તો આ દેહ ઉપરથી મારો સ્નેહ ઘટત નહિ અને સમસ્ત પદાર્થોની આસક્તિ છોડી પરમાત્માનુ શરણ ગ્રહણ કરાત નહિ તો આ અવસરમા કેવળ આ રોગ જ મારા આરાધના મરણમા પ્રેરણા કરનાર મિત્ર સમાન છે એમ વિચારી જ્ઞાની પુરુષો રોગના આવવાથી કલેશ ન કરતા મોહનો નાશ કરી તે અવસરને ઉત્સવ સમાન ગણે છે

ज्ञानीनोऽमृतमाय मृत्युस्तापं करोऽपि सन् ।
आमकुम्भस्य लोकेऽस्मिन् भवेत्पाकविधिर्यथा ॥१३॥

અર્થ—જો કે જ્ઞાનહીન અજ્ઞાન મનુષ્યને તો આ જગતમા મૃત્યુ તાપરૂ દુખમય અને અનેક પ્રકારના આતાપ કરવાવાળુ છે, પરતુ સમ્યક્ જ્ઞાની પુરુષને તો એ મૃત્યુ અમૃત તુલ્ય નિર્વાણપદને પ્રાપ્ત કરાવવાને અર્થે છે જેમ એક માટીનો ઘડો અગ્નિમા પકાવ્યા બાદ અમૃતરૂપ જલ ધારણ કરી શકે છે પણ જો તેને એકવાર પણ અગ્નિમા પકાવેલ ન હોય તો જલ ધારણ કરવા અસમર્થ નથી એટલે કે જો એકવાર પણ તે માટીનો કાચો ઘડો અગ્નિદ્વારે પકવેલ હોય તો પછી લાખો કાળ જલનો સસર્ગ રાખવા શક્તિમાન થાય છે તેમ મૃત્યુના અવસરે આ તાપ સમભાવે કરી એક વાર જો સહન કરાય તો અવશ્ય નિર્વાણપદની પાત્રતા મેળવી શકે ૧૩

ભાવાર્થ—અજ્ઞાની જીવો મૃત્યુનુ નામ માત્ર પણ આતાપ કરવાવાળુ છે કારણ કે મૃત્યુના નામ માત્રથી હવે હુ ચાલ્યો હવે કેમ જીવી નભાશે કયા જાઉ હવે મારુ કોણ રક્ષણ કરશે એવા એવા અનેક પ્રકારના સકલ્પો સહિત સતાપ કરે છે કારણ કે અજ્ઞાની કહેતા મતિભ્રમ જીવે દેહાદિક બાહ્ય વસ્તુને જ પોતાનો આત્મા કલ્પ્યો છે પણ જે જ્ઞાની કહેતા સમ્યગ્દષ્ટિ આત્મા છે તે તો એમ જ વિચારે છે જે આયુકર્માદિકના નિમિત્તથી આ દેહનુ ધારણ કરવાપણુ છે અને તેની સ્થિતિ પૂર્ણ થયે અવશ્ય વિણસી નાશ પામશે, જ્યારે હુ તો અવિનાશી જ્ઞાન સ્વભાવી આત્મા છુ આ જીર્ણ થઈ ગયેલ દેહરૂપી પીજરાને છોડી અન્ય નવીન દેહમા પ્રવેશ કરવામા મારુ કઈપણ નષ્ટ થતુ નથી

यत्फल प्राप्यते सद्भिर्व्रतायासविडम्बनात् ।
तत्फल सुखसाध्य स्यान्मृत्युकाले समाधिना ॥१४॥

અર્થ —મોટા મોટા ખેતદ્વારે કરીને વ્રત ઉપાર્જન કરી જે ફળ

સપુરુષો પ્રાપ્ત કરે છે તે જ ફળ મૃત્યુના અવસરે થોડો પણ કાળ શુભધ્યાન, સદ્વર્તમાન, સમાધિમરણ કરે તો તે ફળ સુખવડે સાધી શકાય છે ૧૪

ભાવાર્થ —સ્વર્ગનું ઇ ા િક પ તથા તેની પરંપરાએ નિર્વાણ પ ને પ્રાપ્ત કરાવનાર એવા પ ન મહાનનાદિ અગર ઘોર તપ ાદિ ક્રિ કરી સિદ્ધ કરે છે અર્થાત્ પ્રાપ્ત કરે છે તે જ પ મૃત્યુ સમયે દેહ, કુટુંબાદિક પરથી મમત્વ બુદ્ધિ છોડી ભય રહિત વીતરાગતા પૂર્વક ચાર આરાધનાનું શરણું ગ્રહ્ કરી કાયરતાપણું ત્યાગી, આપના પોતાના નાયક સ્વભાવનું કેવળ અવલંબન કરી મરણ કરે તો સહજ સિદ્ધ થાય છે તો તેથી પરિણામમાં સ્વર્ગલોકમા મહર્ધિક દેવ થઈ ત્યાંથી ચવી મોટા કુળમાં જન્મ ધારણ કરી ઉત્તમ સહનનાદિ સામગ્રી મેળવી કરી દીક્ષા ધારણ કરી આપના પોતાના રત્નત્રયની પૂર્ણતા પ્રાપ્ત કરી નિર્વાણપદને વરે છે

अनार्तं शान्तिमान्मर्त्यो न तिर्यग् नापि नारकः ।
धर्मध्यानी पुरो मर्त्योऽनशनीत्यमरेश्वरः ॥ १५ ॥

અર્થ —જે જીવનું મરણ સમયે આર્ત હેતા દુઃખરૂપ પરિણામ ન હોય અને શાન્તિમાન હેતા ાગદ્વેષથી રહિત સમભાવરૂપ ચિત્ત હોય તે જીવ તિર્યંચ કે નારકી-રૂપમાં દેહ ધારણ ન કરે અને જે જીવ ધર્મધ્યાન સહિતમાન અનશન વ્રત ધારણ કરી મરણ કરે તો તે સ્વર્ગલોકમાં ઈન્દ્ર અથવા મહર્ધિક દેવ થાય પણ અન્ય કનિષ્ટ પર્યાય ધારણ ન કરે એવો નિયમ છે ૧૫

ભાવાર્થ —હે ઉત્તમ પુરુષ! મરણનો સમય નજીક જાણી આરાધના સહિત મરણમાં યત્ન કરતો થકો મરણને શરણ જા, પણ મરણના સમયમાં ભયભીત-ગભરો બની પરિગ્રહમાં મમત્વ ધરી આર્ત

પરિણામથી દેહ ત્યાગ કરી કુગતિમાં ન જા આવો અવસર અનંત ભવમાં પણ ફરીવાર મળવાનો નથી, તેમ જ મરણ અવસ્થાએ છોડ વાનુ પણ નથી તો પછી સાવધાન બની ધર્મધ્યાન સહિત ધૈર્ય ધારણ કરી દેહનો ત્યાગ કર.

तप्तस्य तपसश्चापि पालितस्य व्रतस्य च।
पठितस्य श्रुतस्यापि फलं मृत्यु समाधिना ॥ १६ ॥

અર્થ —તપનો સતાપ ભોગવવાનું, વ્રતનું પાલન કરવાનું, ફળ તો સમાધિ કરીને પોતાના આત્માની સાવધાનીપૂર્વક દેહનો ત્યાગ કરવો તે છે ૧૬

ભાવાર્થ —હે આત્મા ! તે જે આટલો વખત ઇંદ્રિય વિષયની વાંચ્છા રહિત રહી અનશનાદિ તપ કર્યો છે તે અંતકાળમાં આહારાદિકનો ત્યાગ સહિત સંયમ સહવર્તમાન દેહની મમતા રહિત સમાધિ મરણના અર્થે કરેલ છે અને વળી અહિંસા સત્ય અચૌર્ય, બ્રહ્મચર્ય અને પરિગ્રહાદિકના ત્યાગાદિ વ્રત ધારણ કરેલ છે તે સમસ્ત શત્રુ-મિત્રોમાં રાગદ્વેષપણુ છોડી ઉપસર્ગમાં ધીરતા ધારણ કરી પોતાના એક જ્ઞાયક સ્વભાવનું જ અવલંબન કરી, સમાધિ-મરણ કરવાને અર્થે કરેલ છે અને જે સમસ્ત શ્રુત જ્ઞાનનું પઠન કરેલ છે તે સઘળો રહિત ધર્મધ્યાન સહિત દેહાદિકથી પોતે પોતાને ભિન્ન જાણી ભય રહિત સમાધિ મરણના જ નિમિત્તે શિક્ષાનું આરાધન આમાં કાળ કરેલ છે પણ હવે જો તું મરણના સમયે મમતા ભય રાગદ્વેષ કાયરતા અને દીનતાને નહીં છોડ તો આટલો કાળ તપનું કરવાપણું, વ્રતનું પાલન કરવાપણું અને અધ્યયન કરવાપણું એ સર્વ નિરર્થક બની જશે. તે માટે આ મરણના અવસરમાં કદાચિત્ પણ સાવધાની ભૂલી ન જા નહિ

'अतिपरिचितेष्ववज्ञा नवे भवेत्प्रीतिरिति हि जनवादः।
चिरतरशरीरनाशे नवतरलाभे च किं भीरुः' ॥ १७ ॥

અર્થ—લોકમાં એવી એક સાધારણ કહેવત ચાલે છે કે જે વસ્તુનો અતિશય પરિચય હોય અને સેવન કર્યા કરતા હોઈએ તે વસ્તુમાં કાને કરી અવજ્ઞા-અનાદરતા થઈ પ્રીતિ ઘટી જાય છે અને નવીન વસ્તુના સંગમમાં પ્રીતિ ઉપજે છે આ વાત પ્રસિદ્ધ છે માટે હે જીવ તું આ શરીરને લાંબો કાળ થયા સેવન કર્યા જાય છે તો હવે તેનો નાશ થતાં અને નવીન શરીરનો લાભ થવામાં ભય કેમ કરે છે? તેમાં ભય કરવો ઉચિત નથી ૧૭

ભાવાર્થ—જે શરીર ઘણો લાંબો કાળ ભોગવવાથી જીર્ણ થઈ સાર તથા બળ રહિત થઈ ગયું છે અને નવીન ઉજ્જ્વલ દેહ પ્રાપ્ત કરવાનો અવસર નજદીક દેખાય છે, તો હવે ભય કેમ કરવો ઘટે? આ જીર્ણ થઈ ગયેલ શરીર તો મોડું વહેલું ગમે ત્યારે વિનશવાનું જ છે, તો એમાં મમત્વ ધારણ કરી મરણ બીમારી દુર્ગતિના કારણે કર્મબંધન ન કરો.

शार्दूलविक्रीडितम् ।

स्वर्गादेत्य पवित्रनिर्मलकुले, संस्मर्यमाणा जनैः,
दत्त्वा भक्तिविधायिनां बहुविधं, वाञ्छानुरूपं धनं ।

भुक्त्वा भोगमहर्निशं परकृतं, स्थित्वा क्षणं मण्डले,
पात्रावेशविसर्जनामिव मृतिं, सन्तो लभन्ते स्वतः ॥

અર્થ—આવી રીતે જે મનુષ્ય ભય રહિત બની સમાધિ મરણમાં ઉત્સાહપૂર્વક ચાર આરાધનાને આરાધી મરણ કરે છે તે સ્વર્ગ લોક સિવાય અન્ય ગતિમાં જન્મ ધરતો નથી સ્વર્ગમાં પણ તે મહર્દ્ધિક

દેવ થાય છે એવો નિશ્ચે નિયમ છે વળી જગમાં અખિલ આયુષ્ય પર્યન્ત મહામુનિને ભોજની પાઠો મનુષ્ય લોકને વિષે પુન્ય રૂપ નિર્મલમ્યમાં અને લોકોના ચિન્તવન રૂપ જન્મ ધારણ કરી આપના પોતાના સેવકજન તથા કુટુમ્બ પરિવાર મિત્રાદિ જનને નાના પ્રકારના વચના પૂરક ધન ભોગાદિ રૂપ ફલ દઈ અને પુન્યે કરી ઉપન્ન થએલ ભોગોને ભાગવી આયુષ્ય પ્રમાણ પૂરો સમય પુરીમાં સમ્યક્ત્વાદિ સહિત વીતરાગરૂપ ગ્રહણ કરી, જેમ નૃત્ય કરવાવાળા પુરુષ, લોકમાં આનંદ ઉપજાવી જતો રહે છે તેમ તે સત્પુરુષ સમસ્ત લોકમાં આનંદ ઉપજાવી સ્વર્ગીય દેહનો ત્યાગ કરી, નિર્વાણ પદ પ્રાપ્ત કરે છે

---

## (૨) યોગીન્દ્ર દેવકૃત શ્રી અનુભવ માળા
## અથવા સ્વાનુભવ દર્પણ

ગુજરાતી ભાષાંતરકર્તા

**શ્રી માણેકલાલ ઘેલાભાઈ લાલન**

(રાગ-દોહરા)

કર્મ કનક નિવારીને થયા સિદ્ધ મહારાજ
મન વચન કાયે કરી, વંદુ તેને આજ ૧

ચાર ઘાતીયા ક્ષય કરી જેણે લીધા ચાર,
તે જિનવરને વંદીને કરુ કાવ્ય સુખકાર ૨

ઈચ્છુ હુ નિજ મુક્તાના ભવભયથી ડરી ચિત્ત
શત અડોતર હુ રચુ, નિજ-પર બોધ નિમિત્ત ૩

જીવ કાળ સસાર આ કહ્યા અનાદિ અનત
ચેતન બોધી સમજથી, ભમે, ન સુખ લહત ૪

ચાર ગતિ દુખથી ડરે તો તજ સૌ પર ભાવ,
શુદ્ધાતમ ચિતન કરી, સહજ સિદ્ધિ થઈ જાવ ૫

ત્રિવિધ આત્મા જાણીને, તજ બહિરાતમ રૂપ
થઈ તુ અતર આતમા, ધ્યા પરમાતમ સ્વરૂપ ૬

મિથ્યા દર્શન વશ કરી ધરે અંધ મમકાર,
જિનવર બહિરાતમ કહે તે ભમશે સંસાર. ૭

નિજ પરનો અનુભવ કરી પર તજી ધ્યાવે આપ
અંતર આત્મા જીવ તે, નાશ કરે ભવ તાપ. ૮

નિર્મળ નિકલ, જિનેન્દ્ર, શિવ સિદ્ધ વિષ્ણુ બુધ સંત
પરમાત્માના નામ એમ ગ્રંથે કહ્યાં અનંત ૯

ગણિ જાણિ ચેતનવિને તન, મન, જન પ્રકાર
ધારે તે બહિરાતમા ભમતો બહુ સંસાર. ૧૦

દેહ ગેહ ધન ધાન્યને પર જડ પુદ્ગલ જાણ
જ્ઞાતા દ્રષ્ટા આપ તું ચિંતન ગુણગણ ખાણ ૧૧

પરમાત્માને આપ જો તો જન્મમરણ ન થાય,
જો જાણે નિજરૂપને તવ પોતે શિવ થાય. ૧૨

તજી ઈચ્છા શુચિ તપ કરે જાણે નિજ શુદ્ધાત્મા આપ
નિશ્ચય પામે પરમપદ, તપે ન ફરી ભવતાપ ૧૩

મોક્ષ સ્વભાવે હોય છે, બંધ વિભાવે હોય
બંધ મોક્ષ પરિણામથી અન્ય ન કારણ કોઈ. ૧૪

જો સ્વાત્મા જાણ્યા વિના, કરે બહુ પુણ્યદાન,
ભમે તોય સંસારમાં, મુક્ત ન થાય નિદાન. ૧૫

શ્રદ્ધા આત્મજ્ઞાન એ દાતા શિવ સુખ હોય,
દ્વિવિધ ધર્મ વ્યવહારપથ નિશ્ચે આત્મા જોય. ૧૬

ગુણસ્થાનક ને માર્ગણા, ઉપદેશ વ્યવહાર,
નિશ્ચય આત્મજ્ઞાન છે, પરમેષ્ઠિ પદ સાર ૧૭

ગૃહ કામ કરતાં છતાં, જો રહે અનુભવ દક્ષ
ધ્યાય સદા જિનેશપદ થાય મુક્ત પ્રત્યક્ષ ૧૮

જિન સમરો જિન ચિંતવો, જિન ધ્યાવો મન શુદ્ધ
ક્ષણમાં પામો પરમપદ થઈ પોતે પ્રતિબુદ્ધ ૧૯

જિનવર ને શુદ્ધાત્મમાં, કિંચિત ભેદ ન જાણ
એજ મારગ મોક્ષનુ, ધ્યાઈ લો નિરવાણ ૨૦

જિન જેવો નિજ આત્મા, નિશ્ચય ભેદ ન રંચ,
એજ સાર સિદ્ધાન્તનો છોડો સર્વ પ્રપંચ. ૨૧

આતમ પરમાતમ વિષે, શક્તિ વ્યક્તિ ગુણ ભેદ
નહિતર ઉભય સમાન છે, કર નિશ્ચય તજ ખેદ ૨૨

અગણિત શુદ્ધ પ્રદેશ છે, લોકાકાશ પ્રમાણ,
તે શુદ્ધાત્મા અનુભવો જે ધ્યાતા કલ્યાણ ૨૩

નિશ્ચય લોક પ્રમાણ છે તનુ પ્રમાણ વ્યવહાર
એવો આતમ અનુભવે, તે પામે ભવપાર ૨૪

લખ ચોરાશી યોનિમાં ભમ્યો કાળ અનંત,
સમ્યક્ રત્નત્રય વિના થયો ન ભવનો અંત ૨૫

શુદ્ધાત્મા ને મુક્તતા જો તું ઇચ્છે આપ
આત્મા જાણી અનુભવો તો જ મટે સંતાપ ૨૬

આત્મજ્ઞાન નહિ જ્યાંસુધી, કોટિ ક્રિયા કલાપ
ભટકો ત્રણે લોકમાં શિવસુખ લહો ન આપ ૨૭

ધ્યાન યોગ્ય ત્રિલોકમાં જિનસમ આતમ જાણ
નિશ્ચયથી જિનવર કહે તેમાં ભ્રાંતિ ન આણ ૨૮

વ્રત, તપ સંયમ શીલથી મૂર્ખ કહે શિવ થાય
આત્માના અનુભવવિના કોઈ ન મોક્ષે જાય ૨૯

જે શુદ્ધાતમ અનુભવે, વ્રત સંયમ સંયુક્ત,
જિનવર ભાખે જીવ તે, નિશ્ચય થાયે મુક્ત ૩૦

પુણ્યે પામે સ્વર્ગ સુખ, પાપે નર્ક નિવાસ,
પુણ્ય પાપ તજી આપમાં રમતાં શિવસુખ થાય ૩૧

વ્રત તપ, સંયમ શિયળ છે શિવકારણ વ્યવહાર,
નિશ્ચય કારણ મોક્ષનું, આતમ અનુભવસાર. ૩૨

પામી લો નિજભાવને, ત્યાગ કરી પરભાવ,
તો જિનવર એવું કહે નિશ્ચય મોક્ષે જાવ. ૩૩

સમજો સૌ નવ તત્ત્વને વળી દ્રવ્ય વિચાર,
પંચમ કાળને જાણીને ઠીક કરો નિરધાર ૩૪

એક સચેતન જીવ છે અન્ય અચેતન જાણ
ચેતનને ધ્યાવો સદા, તો પામો નિર્વાણ ૩૫

જો શુદ્ધાતમ અનુભવો તજી ઉપાધિક ભાવ
પામો જલ્દી મુક્તતા એ જિન આજ્ઞા સાર. ૩૬

જાણો જીવ અજીવનો ભેદવિજ્ઞાન વિચાર,
જિન મુનિ વદતા, સો સદા, તે પામે ભવપાર ૩૭

ચેતન તો સર્વજ્ઞ છે, અન્ય અજ્ઞ ન કોઈ,
જિન મુનિવર નિશ્ચે કહે આરાધ્યે શિવ હોય ૩૮

પૂજન કરાઈ વેર ને પ્રીત કોણથી થાય
ગુપ્ત પ્રગટ ચેતન સહુ સરખા મને જણાય ૩૯

ભમે કુતીર્થે ત્યાંસુધી, કરે ધૂર્તના રંગ
સદ્ગુરુ વચન ન સાંભળે, કરે કુગુરુનો સંગ. ૪૦

તીર્થ ને દેવળ વિષે નિશ્ચય દેવ ન જાણ
જિન શ્રુતવાણી એમ કહે દેહમાં દેવ પ્રમાણ ૪૧

તન મંદિરમાં જીવ જિન મંદિરે મૂર્તિ ન દેવ
રાગ મિથ્યાત્વે ભમે, એવી જાણો ટેવ. ૪૨

નથી દેવ દહેરા વિષે, છે મૂર્તિ ચિનામ,
જ્ઞાની જાણે દેવને મૂર્ખ ભમે બહુ ઠામ ૪૩

ખરો દેવ છે દેહમાં, જ્ઞાની જાણે તેહ
તીર્થ દેવાલય દેવ નહી, પ્રતિમા નિશ્ચય એહ ૪૪

જન્મ મરણ દુઃખથી ડરી કર ધર્મૌષધિ પાન
પામીશ તું અવિનાશિના વળી સુખમય નિજસ્થાન ૪૫

શાસ્ત્ર ભણે વાંચે વળી, શિરના લુંચે કેશ,
રાખે વેશ મુનિ તણો ધર્મ ન થાએ લેશ ૪૬

રાગ દ્વેષ પરિગ્રહ તજી, કરે સ્વરૂપ પિછાન
પૂર્વે મ્હી કરણી કરે, થાએ મુક્ત નિદાન ૪૭

મન ન ઘટે આયુ ઘટે, ન ઘટે ઇચ્છા આશ,
તૃષ્ણા મોહ સદા વધે, તેથી ભમતો ખાસ ૪૮

જેમ રમતું મન વિષયમાં, તેમ જો આતમ લીન
ક્ષણમાં શિવ સંપ વરે ન ધરે દેહ નવીન ૪૯

મન ઘરસમ અતિમલિન તન, નિર્મલ આતમ હંસ
એવો અનુભવ કર સદા જાય કર્મનો વંશ ૫૦

વ્યવહારિક ધંધે ફસ્યા બહુધા જગના જીવ,
આત્મજ્ઞાનની શુદ્ધિ નહી, તેથી ભમે સદૈવ ૫૧

દૃષ્ટ ભણો શાસ્ત્રો ઘણાં, શ્રવણ કરે ગુરુપાસ
હિતાહિત વિચાર વિણ કેમ ટળે શિવપ આશ ૫૨

મન ઇંદ્રિયથી દૂર કર, શી બાહ્ય પછે વાત
રાગ, દ્વેષ પૂરા જતાં જ્ઞાન બ્રહ્મ સાક્ષાત્ ૫૩

જીવ દેહ એ ભિન્ન છે ભિન્ન સકલ વ્યવહાર
તજ પર પુદ્ગલ જીવ લે તો પામે ભવપાર. ૫૪

જે નર જાણે જીવને, તેથી ન ભિન્ન છે જીવ,
તે નાસ્તિક આત્મા ભમે થાય દુખી સદૈવ ૫૫

રત્ન દીપ રવિ દૂધ દહીં ઘી પીપર ને હેમ
સ્ફટિક રજત ને અગ્નિ નવ જીવ જાણવો તેમ ૫૬

દેહ આત્મા ભિન્ન છે જેમ ગગનનું આકાશ
પામે કેવળ જ્ઞાન તો નિજ પર કરે પ્રકાશ ૫૭

જેમ વ્યોમ નિર્લેપ છે તેમ આત્મપ્રદેશ
શુદ્ધ જડ અજડ આત્મા ચૈતન્ય છે પરમેશ ૫૮

આત્મ ધ્યાને દેહમાં જે દેખે નિજરૂપ
જન્મ ધરી નવ પય પીવે થાયે શિવપુરભૂપ ૫૯

જ્ઞાનમયી ચૈતન્ય તન પુદ્ગલ તન જડ જાણું
સુજ્ઞાનીનો ભેદ નહીં શિવસુખમાં ખુબ માણું ૬૦

આપ આપ અનુભવ કરો તો શું વાંચ્છિત દૂર?
કેવળ જ્ઞાન પ્રગટ કરી પામો સુખ ભરપૂર ૬૧

જો પરભાવ સહુ નહીં દેખો આત્મભાવ,
કેવલજ્ઞાનસ્વરૂપ થઈ જલદી મોક્ષે જાવ ૬૨

ભાગ્યવાન ન ધન્ય તે જેણે ત્યાગ્યો પરભાવ
લોકાલોક પ્રકાશના દીઠા આત્મભાવ ૬૩

મુનિ જન કે કોઈ ગૃહી જે રમતા નિજરૂપ,
શીઘ્ર મુક્તિ-સુખ તે લહે એમ ભાખે જિનભૂપ. ૬૪

વીરલા જાણે તત્વને વળી સાંભળે કોઈ
વીરલા ધ્યાવે તત્વને, વિરલે શ્રદ્ધા જોઈ ૬૫

સ્ત્રી-પુત્રો ન કુટુંબ મમ વિષભોગ દુખખાણ
જે જ્ઞાની એમ ચિંતવે, તે પામે નિરવાણ ૬૬

ઈંદ્ર ફણિંદ્ર નરેંદ્ર એ નહિ શરણ દાતાર,
આત્માને આત્મા શરણ, મુનિ કરે એમ વિચાર ૬૭
જન્મ-મરણ પોતે કરે, ભોગ ભોગવે આપ
દુર્ગતિ શિવપ આપ તે, દઢ ધારી એ છાપ ૬૮
જન્મ-મરણ કરનાર તું, તેથી તજ પરભાવ
ધ્યાવો નિજસ્વરૂપને, સિદ્ધ બનો શિરરાવ ૬૯
પુણ્ય પુણ્યને સૌ કહે, પાપ કહે સૌ પાપ
પંડિત અનુભવી જન સહુ કહે પુણ્ય પણ પાપ ૭૦
લોહ બેડી બંધન કરે સોનાની પણ તેમ
બંધનરૂપી કાર્યમાં ભેદ ધરે નહીં એમ ૭૧
જો તુજ મન નિર્ગ્રંથ છે તો તું છે નિર્ગ્રંથ
તેથી રાગાદિ તજે, તો પામે શિવપંથ ૭૨
જેમ બીજમાં વડ પ્રગટ વડમાં બીજ હોય
તેમ દેહમાં જીવ છે, જ્ઞાની જાણે સોય ૭૩
જેમ જીવ પરમાત્મમાં તેવો કંઈ નહીં અન્ય
યંત્ર મંત્રથી મોક્ષ નહીં, એમ માને તે ધન્ય ૭૪
બે તણું ચાર ને પાંચ છે, સાત પાંચ ને ચાર,
નવ ગુણયુત પરમાત્મા, કર તું એ નિર્ધાર ૭૫
બે ત્યાગી બે ગુણ સહિત જે આતમ રસ લીન
કહે જીનવર તે ભવી લહે, મોક્ષ કર્મ કરી ક્ષીણ ૭૬
ત્રણ રહિત ત્રણ ગુણ સહિત આત્મા કરે નિવાસ,
તે પામે સુખ શાશ્વતા, જિનવર કરે પ્રકાશ ૭૭
ચાર કષાય રહિત થઈ જે ધારે ગુણ ચાર
આત્મામાં જે જન રમે, તે થાએ અવિકાર ૭૮

સમરહિત, દર્શન સહિત સદા જ્ઞાનગુણયુક્ત
તે થઈ અંતર આતમા પામે જગથી મુક્ત ૭૯

આતમા દર્શન જ્ઞાનમય, આતમા ચારિત્રવાન,
આતમા સંયમ શીયળ તપ આતમા પ્રત્યાખ્યાન. ૮૦

જો જાણે તું આપ પર, તો નિશ્ચય પરત્યાગ
તેજ ખરો સન્યાસ છે, ભાખે જિન વ ભાગ ૮૧

સમ્ય દર્શન તેજ છે આત્માનુ ઓળખાણ,
ચેતન રહે નિજરૂપમા તે ચારિત્ર પિછાણ ૮૨

જે આતમા ત્રય રત્નયુત તીર્થોત્તમ તે જાણ,
તેમ મંત્રથી મોક્ષ નહી આતમા એકજ ભાણ ૮૩

જ્યા ચેતન ત્યા સકળ ગુણ કેવળી બોલે એમ,
પ્રગટ અનુભવ આપનો નિર્મળ કરો સપ્રેમ ૮૪

થઈ ભિન્ન દહિ થકી, મન, વચ તન કરી શુદ્ધ,
એમની અનુભવ કરો થાય શિવ વિશુદ્ધ ૮૫

બંધ મોક્ષની ભ્રાંતિથી, વાંકા જીવના કર્મ
સહજ મે નિજભાવમાં તો પામે શિવશર્મ ૮૬

સમ્યક્દ્રષ્ટિ જીવને દુર્ગતિ ગમન ન થાય
પૂર્વ બંધ ક્ષય થઈ જતાં જલ્દી મોક્ષે જાય. ૮૭

નિજસ્વરૂપમા જે રમે તજી સર્વ વ્યવહાર
સમ્યગ્દ્રષ્ટિ હોય તે સિદ્ધ થાય ભવપાર ૮૮

સમ્યક્ શ્રદ્ધાવાન નર અજર અમર ગુણ ધામ
કર્મ બંધ તે નવ કરે, કરે નિર્જરા નામ. ૮૯

સમ્યક્ જ્ઞાની સર્વગત ખરો જ્ઞાની કહેવાય
તે પ્રધાન ત્રણ લોકમા, શાશ્વત સુખિયા થાય ૯૦

પંકજ જળ જેમ ભિન્ન રહે તેમ રહે સમ્યક્ત્વવાન
નિપ્ત ન થાય કર્મથી આત્મ શ્રદ્ધાવાન્ ૯૧

જે સમતામાં લીન થઈ કરે અધિક અભ્યાસ
અખિન કર્મ તે નાશ કરી, પામે શિવપુર વાસ ૯૨

પરુષાકાર પવિત્ર અતિ દેખે આત્મારૂપ
તે પવિત્ર થઈ મોક્ષ ને થાય શિવપુર ભૂપ ૯૩

અશુચિ દેહથી ભિન્ન નિજ, દેખે શુદ્ધ સ્વરૂપ
તે જ્ઞાતા સૌ શાસ્ત્રનો શિવસુખ લહે અનૂપ ૯૪

સ્વરૂપ રૂપથી અજાણ જે ન તજે પરભાવ
જાણે ભલે સૌ શાસ્ત્ર પણ થાય ન શિવપુર રાવ ૯૫

તજી કલ્પના જાળ સૌ પરમ સમાધિવંત
આતમ ધ્યાને લીન થઈ પામે સુખ અનંત ૯૬

છે પિંડસ્થ પદસ્થ રૂપસ્થ ને રૂપાતીત
જિનભાષિત એ ધ્યાન સૌ, ધ્યાવો એકે ચિત્ત ૯૭

સર્વ જીવ છે જ્ઞાનમય જાણે સમતા ધાર
તે સામાયક જિન કહે, પ્રગટ કરે ભવપાર ૯૮

રાગદ્વેષ બે ત્યાગીને ધારે સમતા ભાવ
સામાયક ચારિત્ર તે કહે જિનવર મુનિરાય ૯૯

હિંસાદિક તજી નિજ રમે ચારિત્ર બીજું તેહ,
છેદોપસ્થાનક કહ્યું, શિવસુખ કારણ એહ. ૧૦૦

જે મિથ્યા મત તજી ધરે, સમ્યગ્ દર્શન શુદ્ધ,
તે પરિહાર વિશુદ્ધિ લે, પામે શિવસુખ બુદ્ધ ૧૦૧

સૂક્ષ્મ લોભના નાશથી, થાય શુદ્ધ પરિણામ,
તે સૂક્ષ્મ સંપરાય છે ચારિત્ર સુખનું ધામ ૧૦૨

મણીમય કળશ સલેખના, કનક ભુવન ગત ભાર
સલેખના વિણ શા કામના, તપ, જપ, વ્રત આચાર ૨

સલેખના બે ભેદથી કાયા અને કષાય
જેના જોર ઘટે કામના સાથે સાધન થાય ૩

કાય કષાય સલેખના, સાધે શાખ સમાય
એ ચક્રના ઘૂંટનમાં એકે કામ ન થાય ૪

એકજ કાય કલેશથી પડે ઉદારિક દેહ
કાર્મણ દેહ કરમ ઘણી નવીન આપે નેહ ૫

કાર્મણ દેહ નીવારવા, કર કષાયનો નાશ
ત્યારજ કરમ નિરમૂળ થઈ પુરે મનોઆશ ૬

કાય કલેશ કરી મરે, તિર્યંચ તરે ન કોય
કષાય એમની ઉજળી ભાવ કરેલ વિણ નોય ૭

સશક્ત હોય શરીર તો મરવો ન જાય કદેન
સાધો ધર્મ આ દેહથી હોય આયુ અવશેર ૮

સાધન ઉત્તમ આ મળ્યું મનુષ્ય દેહમાં આજ
પોષણ દેવું પીડને કરવા આતમ કાજ ૯

શક્તિ હોય શરીરની સાધન મૂકી દૂર
દેહ પાડનો માનવી આતમ ઘાતી ક્રૂર ૧૦

મરી ખોવું મનુષ્યપણું ભવ તરવાનું નાવ
દેવ તિર્યંચ કે નારકી લહે ન આવો નાવ ૧૧

અસાધ્ય વ્યાધિ ઉપસર્ગ કે ઉગરવાની ન આશ
સમય એવો ભાળતા, આદરવો સન્યાસ ૧૨

ધર્મ કાર્ય આ કાયથી, નીપજવાની ન આશ
ત્યારે સજી સલેખના, છોડ કર્મોના પાસ ૧૩

(દોહરા)

ઉત્સવ જન્મ ને લગ્નો, દિક્ષા ઉત્સવ થાય
મૃત્યુ મહોત્સવ શ્રેષ્ઠ છે, જો નિજ આતમ ધ્યાય ૨૩
રત્ન કરંડ માંહે ભર્યાં રત્ન અમુલ્ય અનેક
અંત સમયની આરસી, જોજે મુક્તા આ એક ૨૪
અમૂલ્ય વણ મૂને ભજે, મૃત્યુ મહોત્સવ નામ
અંતરથી આરાધતા, સ્થાપે મુક્તિ ધામ ૨૫
(મૃત્યુ સમાધિમાં વિઘ્ન ન આવે માટે પ્રભુ સ્તુતિ,)
પ્રવર્તો મૃત્યુ માર્ગે આપો શ્રી ભગવાન
ભાનુ સમાધિ બોધનું પહોંચુ મુક્તિ સ્થાન ૨૬
અંતે અંતર શુદ્ધ રહે, ધ્યાઉં સોહં ધ્યાન
આધિ વ્યાધિ ઉપાધિથી, થાઉં નહિ બે ભાન ૨૭
અંતરાય આવે નહિ, આરાધનમાં કોઈ
ચિત્ત વિક્ષેપ ચડે નહિ કૃપા પ્રભુની હોય ૨૮
બાળ મરણ મેં બહુ કર્યાં વધાર્યો સંસાર
પંડિત મરણ શરણ થવા આપો પ્રભુ આધાર ૨૯

(પ્રભુ સ્તુતિ કર્યા પછી હવે પોતાના આત્માને સમજાવે છે કે —

હા પિંજર જીરણ થતુ કૃમી જાગ શરીર
ભાગ્યે ભય શાને ધરે નિશ્ચય તું અશરીર ૩૦
દેહ મોહના પાશમાં ભૂલ્યો ચેતન ભાન
આત્મસ્વરૂપ ન ઓળખ્યુ આયુ દેહ ગુમાન. ૩૧
આ શરીર તે તું નથી તું તો જ્ઞાન સ્વરૂપ
દેહ વિનાશિક દ્રવ્ય છે, આત્મા અમર અરૂપ ૩૨

નહિ નર તું નારી નહિ, નહિ નપુંસક નામ
સચ્ચિદાનંદ[1] શિવરૂપ તું, પોતે આતમરામ 33

ન તિર્યંચ ન નારકી દાનવ માનવ કોય
વિવિધ વેષ વિભાવથી, શાન્તિ સ્વભાવે હોય. 34

મૃત્યુ અવસર આવતાં માન મહોત્સવ ચિત્ત,
જીરણ દેહ સાટે મળે નવીન દેહ અચીત 35

જીરણ પહેરણ પરહરી સજવું નૌતમ અંગ
ભય તેમાં શો લાગવો ધરવો મન ઉમંગ 36

તજવી જૂની ઝુંપડી વસવું નવિન મહેલ
કર આદરે આનંદથી શું માને મહેલ? 37

જ્ઞાની મન મુઝાય શું થા સંમુખ તૈયાર
દેહાન્ત સ્થિતિ છે થવી ઉદય કરમ અનુસાર 38

દુર્ધ્યાન ધ્યાતો મરે દુર્ગતિમાં અવતાર
ધ્યાવે શુદ્ધ સ્વરૂપ તો, મુક્ત થતાં શી વાર! 39

અજ્ઞાની ઉન્મત્તમાં મરણ સમય મુઝાય
જ્ઞાની ધ્યાન સ્વરૂપનું ચિત્ત ચોખેથી ધ્યાય. 40

આ ભવ આપ્યું આયુ ફળ પર ભવમાં હોય
મૃત્યુ વિણ કેમ તે મળે ચિત્ત વિચારી જોય 41

સુકૃત સેવ્યા હોય તે મન રાખી મૂરીત
મૃત્યુને મહોત્સવ ગણે થાય નહિ ભયભીત 42

મુખ્યપણે મૃત્યુ પછી કૃત્યાકૃત્ય ફળ હોય
કર અધિકારી મરણ તો સુખ સંપદા જોય 43

અકર્તવ્ય કર્યાં નથી હો ચીન શુભ સહિત
તો પ્રીતિ શી મૃત્યુની તજ તજ મતિ વિપરીત

સદ્ય આપે સુખ સ્વર્ગનુ, સુકૃતને અનસાર
ભય શુ મૃત્યુ મિત્રનો તજ તજ કરી વિચાર ૪૫

જરા વ્યાપી જીરણ થતી, દેહ પામતો દુખ,
નિવારી મૃત્યુ મિત્ર તે આપે ઉત્તમ સુખ ૪૬

કર્મ શત્રુએ સાહીને, પૂર્યો પિજર દેહ
ચેતન દુખ તેમા સહે બાધા પામે છેદ! ૪૭

છોડાવે મૃત્યુ મહિપતિ સમરથ એ સરદાર
ભય મૂકી ભજજો ભલો ગણજો સુખ દાતાર ૪૮

ફરી ઉચ નીચ પિજરે પુરે કર્મ કઠોર
મૃત્યુ મિત્ર પાછળ પડી મૂકાવે કરી જોર ૪૯

કહો હવે હુ કેમ કરી પામુ નહિ પ્રતિબધ
મૃત્યુ સમાધિ રાયથી બાધ ગાઢ સબધ ૫૦

અવિકારી મણ ઉગરશે આપી સાથ અત્યત
અષ્ટ કર્મ અરિ ભય થકી કરશે નહી નચિત ૫૧

આત્માર્થીનુ ધ્યાન તો સ્વ સ્વરૂપ ભગવાન
મૃત્યુ મિત્ર આવી મળે દેવા મુક્તિ દાન ૫૨

નહિ આતુર જીવ્યા તણો નહિ ઈચ્છતો કાળ
શુભ ધ્યાન શુભ યોગથી ધ્યાય સ્વરૂપ રસાળ ૫૩

થા વિદેહી શીઘ્ર રહે, દુખી દેહનો દાસ?
મૃત્યુ સમાધિ સાધી કર, મુક્તિ પુરીમા વાસ ૫૪

મૃત્યુ કલ્પદ્રુમ પામીને કર્યું ન સાધન કાય
બુડે જન્મ કૂપ કીચમા પછી સાધન શુ થાય? ૫૫

માનવ ભવમા મૃત્યુ તે, કલ્પવૃક્ષ સમાન
ભવ તરવાની તક મળે મળે મોક્ષ નિધાન. ૫૬

મૃત્યુ કલ્પદ્રુમ મનુષ્યને, મન વંછીત દાતાર
ભાર ભારથી ભાવના ભવોદધિ ભય હરનાર ૫૭
દર્શન જ્ઞાન ચારિત્ર તે, સમ્યક્ સીધી સાર
સમાધિ મૃત્યુ મનુષ્યમાં એક જ મોટા દ્વાર ૫૮
અશક્ત શરીર મૃત્યુ લઈ આપે નૌતમ દેહ
જ્ઞાની મન મુદીત થશે, થાતા દુઃખનો છેહ. ૫૯
દુઃખમય પર્યાય પાલટી રચાય નવા નવીન
જ્ઞાનીને ગમતુ થશે, અજ્ઞાની ગમગીન ૬૦
સડતું પડતું નિસતું ધરી શકાય ન ધીર
શ્વાસોશ્વાસ જીર્ણ થતુ જો તુ જીર્ણ શરીર. ૬૧
શાંતિ કાંતિ બળ ઘટે, જો ઇંદ્રિયો અચેત
સાંધા શિથિલ સૌ અંગના ડગમગ ચાલન ચેત. ૬૨
સ્વાર્થ સર્વે સંબંધીનો પછી ન પૂછે ભાર
તરછોડે તિરસ્કારથી ક્યાં જઈ કરવી રાવ? ૬૩
રોગ અસાધ્ય આવી મળે, એક હોય ત્યાં એક
અસહ્ય વેદના વેદતા, મૃત્યુ છોડાવે છેક ૬૪
માટે જ્ઞાની મૃત્યુને માને મહોત્સવ આપ
સંયમ ત્યાગ વિરાગથી ધ્યાય સમાધિ જાપ ૬૫
જઘન્ય દેવ અવતાર ને ઉત્કૃષ્ટ સુખ લીવ
કદી અનુક્રમથી પણ ચડે, મૃત્યુ મહોત્સવે જીવ ૬૫
વ્યાપિ રહ્યો જે દેહમાં, જાણી રહ્યો સુખ દુઃખ
સચિંતના ફળ સેવવા, થાય મૃત્યુ સંમુખ ૬૭
અંતર આત્માને નહિ કરવો ઘટે ક્લેશ
બહિરાત્મ બુદ્ધિ દેહમાં બીતો રહે હમેશ ૬૮
આત્મ સ્વરૂપ અવિનાશી છે દેહ દ્રવ્ય ભિન્ન ભિન્ન
કર્મો પ અનુસારની, કાયા મળે નવીન ૬૯

જે આસક્ત સંસારમાં, મરણ થકી ભયભીત
આખર અવસર આવતાં, બને વ્યાકુળ ચિત્ત ૭૦

હાય નાશ મારો થયો, ગયા ભોગ વિલાસ
કુટુંબ કબીલો ધન ગયું ગયા ગામ ગરાસ ૭૧

અજ્ઞાની એમ અંતમાં, ભૂલી સ્વરૂપનું ભાન
અધોગતિને આદરે ધરતો આરત ધ્યાન ૭૨

વૈરાગી સંસારથી, નિજ સ્વરૂપના જાણ
એવો અવસર આવતાં રાખે ચિત્ત સમાન ૭૩

ગણી જર્જર આ દેહને રાખે છુટવા નેમ
સમાધિ મરણ શરણ ગ્રહી, છુટે કુશળ ક્ષેમ ૭૪

ધન્ય જનમ આ જગતમાં, ફરી ન જનમે જેહ
ધન્ય મરણ પણ તેહનું ફરી ન પામે દેહ ૭૫

ભોગવી સ્થિતિ પૂર્વની કરી કમાણી હોય
આયુષ્ય અવધિ આવતાં, રોકી ન શકે કોય ૭૬

રોતાં પણ જાનું નક્કી, કરી સ્વરૂપની હાણ
હસતાં જાતાં તો થશે પરમ સ્વરૂપ કલ્યાણ ૭૭

તૈયાર રહેવું સર્વથા, મરણ તરણને માટ
અચાનક આવે આવીને કાળ દરરોજ વાટ ૭૮

મૃત્યુ અવસર આવતાં, ઉદય કર્મ અનુસાર
વ્યાધિ આપે દેહમાં, જ્ઞાની ગણે ઉપકાર ૭૯

દુઃખ જરૂર છે દેહમાં દેહ તજ્યેથી સુખ
ભાન કરાવી ભૂતનું દોરે શિવ સન્મુખ ૮૦

દેહ મોહ ઉતારવા થાવા ભાન સ્વરૂપ
સત્યના શિવ - માર્ગને દે દરાદિ દુઃખ ૮૧

ભલે દેહ દુખ ભોગવે, ચેતન ચિત્ત વિચાર,
અનન્ત એમ આવ્યો તજી, તને ન બાધ લગાર ૮૨

સહ્યાં દુખ નર્ક નિગોદના, તિર્યંચના પણ તેમ
જુજ દુખ જુજ કાળ સમ કર સહન ગણી એમ. ૮૩
દેહ શરણ નહિ જીવને, ભવ ભવ જો નિગાશ
મૃત્યુ સમાધિ શરણથી મટે મરણ ભય ત્રાસ ૮૪

જેમ અગ્નિ લોહ પિંડમાં વ્યાપિ ખમે ઘણુ ઘાય
તેમ જ દેહ સંબંધમાં સર્વાં દુખ સહાય ૮૫
વ્યાધિ વધારો મિત્ર છે કરે કર્મનો ભય
સાહ્ય કરે શુભ ગતિ થવા લે ઉત્તમ જે લક્ષ ૮૬
કાળ મહા વિકરાળ છે આપે તાપ અત્યંત
ત્રાહ્ય ત્રાહ્ય પોકારતા, જગવાસી સહુ જંત. ૮૭
જ્ઞાની તાપ સહન કરી થાય શુદ્ધ સુવર્ણ
સચિત સર્વે ભવ તણા, ખપે કર્મ આવર્ણ ૮૮

કાચો ઘડો ન કામનો ભરવા નિર્મળ નીર
આખ ખમે જે અગનની, તરે નદીને તીર ૮૯
મૃત્યુનો આ તાપ તે સમ ભાવે સેવાય
તપી જીવો કરમનાં ભવ સાગર ઉતરાય. ૯૦
મહુ મળે બહુ કષ્ટથી, જે ફળ લે છે સાધ
જુજ મળે જુજ કષ્ટથી, આવે મૃત્યુ સમાધ ૯૧

દેહ પરિગ્રહ કુટુંબનો મેલી મોહ તમામ
અભય થઈ સમભાવથી ભજવા આતમરામ ૯૨
શરીર તજ ચિત્ત શાન્તથી, આરત રૌદ્ર તજાય
નર્ક નિગોદ તિર્યંચની ગતિ નિવારણ થાય ૯૩

ધર્મ ધ્યાન ધ્યાતા અને, શુદ્ધ સંલેખના સાથ
મરણ પામતો માનવી, થાય દેવનો નાથ. ૯૪

વ્રત તપ અધ્યયન સુત્રનું, અંત સમાધિ ઉદ્દેશ
ચુક્યો અવસર એહ તો, અફળ જ રહ્યો ક્લેશ ૯૫

અનાદ અતિ સહવાસથી જણાય જગની રીત
દેહ સબંધ જીવ તે, ધરી મતિ વિપરીત ૯૬

ઉપયોગ તો અવનવા, ચાહે ચિત્ત ખચિત
દેહ સબંધે જીવ તું, તજ તજ મતિ વિપરીત ૯૭

તજ તજ દેહ આનંદથી ભજ તઉ સમભાવ
મનુષ્ય દેહે મૃત્યુનો, મળે સમાધિ લાભ ૯૮

ગયો અવસર આવે નહિ, કરતા કોટી ઉપાય
ચેત ચેત ચેતન અરે, કહિ માન વેચાય ૯૯

આથી અધિકું શું કહું, ચેતો ચેતન રાય
મૃત્યુ સમાધિ શ્રેણીએ સહેજે સ્વર્ગ જવાય. ૧૦૦

ચઢતી પગથી પામતો, કરી કરમનો નાશ
એ જ સમાધિ શ્રેણીએ અંતે શિવ સુખ વાસ. ૧૦૧

ભવ ભાગી મૃત્યુ તણો, કરે સ્વરૂપ પ્રકાશ
પુષ્પચ ઉપદેશ આ, લે આતમ તું ખાસ ૧૦૨

## ઉપસંહાર

સમાધિ શતક હાર આ, કંઠે ધારણ થાય
શુદ્ધ સ્વરૂપને ઓળખી સમાધિ મરણ મનાય ૧૦૩

કંઠાભરણ અમુલ્ય આ સમાધિ શતક નામ
શ્રવણ કરતાં પણ મળે, અંતે અતિ વિશ્રામ ૧૦૪

મૃત્યુ મહોત્સવ એ જ છે, સર્વ ઉત્સવમાં શ્રેષ્ઠ
અંત સમય આરાધના આપે મુક્તિ ઠેઠ ૧૦૫

## (૪) આલોયણા

## શ્રાવિકા બહેનો માટે આલોયણા

રચનાર

### સ્વ. શ્રી પ્રાણજીવન મોરારજી શાહ

વીર દાદાના વચનો તણા અવળા લીધા મે અર્થ
યુક્તિ કરી મન વાળીયું, વય કીધી વ્યર્થ
તે મુજ મિચ્છામિ દુક્કડં ૧

સાધુએ શિક્ષા દીધી ઘણી, ત્રણમો સાડે દિન
પણ હુ વજ્ર પત્થર બની થઇ નવ કઈ ભિન્ન તે મુજ ૨

નામે ફક્ત શ્રાવિકા રહી મામા કેવળ ક્રૂર
જીભને દીધી આગળી લીધાં કેક ફિતુર તે મુજ ૩

ગાય ગધેડીથી ગઈ, નિર્દયથી છેક
એકેન્દ્રિય સમ થઈ રહી આ શુ જૈન વિવેક ? તે મુજ ૪

આવી ઉપાશ્રયે માનમા, લીધી કેલાકેલ
સમતા છાડી સર્વની ઝીનરો લીધો મેન તે મુજ ૫

જૈન થઈ પણ વશ પડી પાખંડીને હાથ
તજ્યાતુ મે આદર્યું, આને નાખી બાથ તે મુજ ૬

ધર્મનો મર્મ જાણ્યા વિના નિંદા કીધી અપાર
પરધર્મની ટાપટીપમા લપટી વાર હજાર તે મુજ ૭

શ્રદ્ધા વિના તપ વ્રત ર્ક્યાં લાડ લેવા ઇનામ,
હીરા વેચી લીધુ હાડકુ, ખોયુ મોક્ષ ઇનામ તે મુજ ૮

મારે મમતે કછુયા વધ્યા, ઘર સઘની માય,
નિર્જીવ વાતને કારણે, ભેદ પાડ્યા જ્યા ત્યાય તે મુજ ૯

શ્રાવિકા ભવ ભોગવુ કોઈ પૂર્વના પુણ્ય
પણ મે ફર્જ તણુ કદી, ઉનાર્યું નવ જાણુ તે મુજ ૧૦

દેશી બની નવ દેશનુ ીધુ કઈ કલ્યાણ
દેશ દુશ્મન સમ ન ની, સ્વાર્થે અંધ અજાણ તે મુજ ૧૧

બોલુ કઈ ને ચાલુ કઈ રાખી મનમાં ભેદ,
બોગ વિલાસને વળગી રહી, દીધી સાને છેદ તે મુજ ૧૨

શક્તિ છતા ના વાપર્યું, ધર્મ ક્ષેત્રમા ધન
નરક વિષ્ઠા લીધી હાથમા, ખી કાળજું કઠણ તે મુજ ૧૩

સાચા બોગ કર્યો ઘણા સ્વાર્થે ની પ્રસાન
શ્રાવિકા ભવ એળે જાય છે તેનુ રાખ્યુ ના ભાન તે મુજ ૧૪

લવ મુજ સ્વાથના મ ણે દુખ દબિતા માય
બેહ પ ા યે બુ પ લહ્યા, મળશે નરક હાય. તે મુજ ૧૫

ગોરાણી ધાર્યા મે ગુરૂપદે, કીધા ગર્વ ગુમાન,
ખપ સપમા રહી ભૂલી જ્ઞાન ને ધ્યાન તે મુજ ૧૬

આખ થકી મે કોઈ દિન ન કર્યું ગુરૂ દર્શન
વાંચ્યુ ન સુન કે શાસ્ત્ર કઈ સીનેમા નાટય વ્યસન તે મુજ ૧૭

કાન થકી કદલી સુણી પ્યારા પ્યારીના ગીત,
શાસ્ત્રવ્યા સુણતા મને ઊઘ આવે ખચીત તે મુજ ૧૮

પ્રભુ સને ચાખ્યો નહિ, રસનાથી ોઈ નાર,
પ્રભુ કીર્તન ને સ્તવનમા સાચવ્યુ મુખ ડાગ તે મુજ ૧૯

ફૂલ ગુલા અત્તરતણી, લીધી મે બ ગધ
સત ચરણની રજતણી, નવ લીધી સુગધ તે મુજ ૨૦

કાયા કરી કુરબાન મે, પર પુરૂપ પતગ
જપ તપ વ્રત નવ આચર્યો સેવ્યો નહિ સતસંગ તે મુજ ૨૧

પગ પગુ વાંકા ચાલીઆ લોઢી ખરડયા હાથ
અવળાઈમા અથડાઈ પરી અગ અગારે વાંક તે મુજ ૨૨

બાળપણુ ખોયુ ખેલમાં, જોબન ફેશન માય,
ઘરડો થતા નહી થઇ, પણ પરવશ કાય. તે મુજ ૨૩
ધર્મી કરતા તા ધર્મને દેતા વિદ્યા દાન
તુચ્છી હતી મુજ પાસ તે અગમ્યા કરી સાન. તે મુજ ૨૪

લોભી થઈ મે નવ કર્યો, શ્રાવિકા ઉદ્ધાર,
જૈન શાળા આદિ નિંદીને ભર્યો પાપનો ભાર. તે મુજ ૨૫
શ્રાવિકા લાભના કામમા કર્યો રોષ અપાર
દેતા દાને મે વારીઆ, છુટે તે બેહી નાર તે મુજ ૨૬

દેખુ નજરે દુખ પામતા મારા બંધુ નિત્ય
શક્તિ છતા મહાગાઢ થઈ ન દીધુ ન રચ તે મુજ ૨૭
ધન મારૂ તો ધરી રહ્યું, ના આવ્યુ સાથ લગાર
તોય અટકાવ્યાં પાગણા સધમા કીધો ખાર તે મુજ ૨૮

ભૂખે મરે બહેન બંધુઓ અન્ન વિના લાચાર,
નજરે નિરખીને નિરાખીયા, ઉગી નહિ તનભાર તે મુજ ૨૯
હુ જમ્યે જગ સહુ જમ્યુ, મારે ધનસ્થાને સ્થાન,
હુ ગાજ્યે જગ ગાજીયુ, હુ જ્ઞાનીથી જ્ઞાન તે મુજ ૩૦

પેટી પટારા પૂરણ ભર્યો, ધન ધાપે ચીકાર
પાળી વાળી મારી બેનડી, ઉલટો દઇ ધિક્કાર તે મુજ ૩૧
છાજ્યા છળ કરીને કહુ મારે અંતરાઈ જોગ
અંતરાઈ બિચારી શુ કરે મનમેલુ એ રોગ તે મુજ ૩૨

અનંગ અનાથ પશુનારી લીધી મે ન સભાળ,
પશુ વધ કરનારને, ઉલટી દીધી ગાળ તે મુજ ૩૩
નરકખાનાં ધગ આગળો ખાળ કુંડી ને કુંડ
દુર્ગંધ દર ગલી વધ્યા, ઝેરી જંતુના ઝુંડ તે મુજ ૩૪

જગતની જડી બુટ્ટી ગણી, દીધો દોકડો* ખત
અવળાઈમાં ઊતરી ગઈ, છેતર્યા ભગવત. તે મુજ ૩૫
દીકરી બની શીખી નહિ, ઘરકામ અનેક,
બેશરમ થઈ નટડી બની બાંધ્યા પાપ વિશેષ તે મુજ ૩૬
પત્ની રીઝવવા કારણે પહેર્યો પાપી વેશ
લાજ મૂકી કુળ ધર્મની કર્યો પામર દેશ તે મુજ ૩૭
બહેન થઈ મે રોપીયાં કલેશ, દ્વેષનાં બીજ,
ભાઈ ભાભીને દુભવ્યાં, શરમ તો સમજી નહિ જર તે મુજ ૩૮
જનની બની જણુવે શરી બાકી ન સમજી કાંઈ
સંતાનો વણસી ફરે દુઃખ લજવી કમાઈ તે મુજ ૩૯
વહુ બની ઘર નર્ક કીધો નખરે નચાવ્યો હમેશ,
સાસુ સસરા સતાવીઆ ભજવ્યો ડાકણ વેશ તે મુજ ૪૦
સાસુ બની હું પાપિણી, વહુને દીધી ગાળ
ઘરની બનાવી વેતરી ન ગણી આપણી બાળ તે મુજ ૪૧

* * *

+સાસુ ભવે દીધાં દુખ ગરની વહુ બહુ વાર
ગરીબ ગાય જેવી બાઈની દયા ન આણી લગાર તે મુજ ૪૨
રાત દિવસ રડે ઝૂરતી છેક ન આવ્યો પ્રાણ
એની રે હું બની પાપણી, કીધી કેટલી હાણ! તે મુજ ૪૩
સાસુ બની મે વહુ તણી પિયર વાટ ભગાવી
બાઝણી બની સગા સર્વથી એ વેર કરાવી તે મુજ ૪૪
સુવાવડી વહુને દમી, ઘણાં કામ કરાવ્યા,
કૂતરીથી પણ હું ગઈ, ખોળ આળ ચટાવ્યા તે મુજ ૪૫

* મિચ્છામિ દુક્કડં

\+ નં ૪૨ થી ૪૬ સુધીના, આ પાંચ પદ સમાજે પોતાના સંગ્રહમાંથી ઉમેરી છે

દેખે સુણે તેવુ કહે, એ પર ધરશો ન રોષ,
કડવા કાપા ઉખેળીએ, એમા એનો શો દોષ! તે મુજ ૫૮

કામણ અને તે કાળજુ, છુટે હાથથી ધન,
વત્તરાનો થાય વિનાશ તો, પજોસણ ધન્ય ધન્ય તે મુજ ૫૯

આવા અનર્થો થઈ ગયા, હવે ન કરૂ એક,
તો તો પજોસણ પર્વ છે નહિતર પજોજણુ છેક તે મુજ ૬૦

વ્રત લેવે ભરી ઘણી, પચ્ચક્ખાણે પ્રવીણ,
પણ પાળવામા પાંગળી, થાયે કયમ ભવ ક્ષીણ? તે મુજ ૬૧

ગોરાણી થઈ નવરી રહી, કર્યાં આળા ચેન
ધારી ને ભગ્ને આશરે, માગી લીધુ બેન તે મુજ ૬૨

બની ગોરાણી ન્યાતની કીધુ કંઈ ન કમાણુ,
પક્ષ પાડી કોરે રહી, ચૂસ્યા રંકના પ્રાણ તે મુજ ૬૩

ધગર હું તો થઈ પડી વળી શ્રાવિકા ખાસ
ભોળી ગોરાણીને ભોળવી તર્કો પાડ્યાં ચોપાસ તે મુજ ૬૪

મોરાર સુત મે મુગ્ધે રચી આ ઉર રાશ
મલિન છતા જગ મેલને ધોતા થાઉ હતાશ તે મુજ ૬૫

હે પરમેષ્ટિ પૂજ્ય મમ ધન્ય આપનો ધર્મ
કાનાવાના મે તો કર્યો પૂરો નવ જાણુ મર્મ તે મુજ ૬૬

આજે હરિ રાજકોટમા, ઓગણીસાનુ ચોમાસ
પર્યુષણ કેરે પારણે પૂરણ પ્રણાભાસ તે મુજ ૬૭

ગાય શીખે ને સાભળે, વરતે રાખી વિવેક,
પ્રાણજીવન પ્રભુ જાચુરો સાચી શ્રાવિકા ટેક તે મુજ ૬૮

---

# આલોચણા

## ( શ્રાવક માટે )

રચનાર

સ્વ. શ્રી પ્રાણજીવન મોરારજી શાહ

નોંધ—આલોચનાનું આ કાવ્ય શ્રી પ્રાણજીવનભાઈએ તેમના મૃત્યુ પહેલા જેવું સુધારીને શ્રાવક-શ્રાવિકાના બે રાગો અલગ કરેલા તે પ્રમાણેનું જેવું કાવ્ય છે —ન. ગી. શેઠ

રાગ—વે ।ડ

વીતરાગના વચનો તણા અવળા કીધા મેં અર્થ
યુક્તિ કરી મન વાળિયું, વળ જોડી મેં વ્યર્થ
તે મુજ મિચ્છામિ દુક્કડં ૧

સાધુએ શિક્ષા દીધી ઘણી, ગુરુએ સાચે નિત
પણ હું વજ્ર પથ્થર બન્યો થયો નહિ કંઈ ભિન્ન તે મુજ ૨

નામે ફક્ત શ્રાવક રહ્યો, કામ આવજ ઘુસ
દીકરીના લીધા રોકડા, તેને પરણ્યો થઈ ખુશ તે મુજ ૩

શાપ ગયે થી ગયો નિર્ધન થયો પણ છેક,
એકદિન સમ થઈ રહ્યો આ શું જૈન વિવેક ? તે મુજ ૪

આવી ઉપાશ્રે માનમાં કીધી કેનાકેન
સમતા ઉડી સર્વની, ઉન્ડો લીધો મેલ. તે મુજ ૫

જૈન થયો પણ વશ પડ્યો, પાંચે ઇંદ્રિને હાથ,
નજાણ્યું તે મેં આયું, આમે નાખી બાથ તે મુજ ૬

ધર્મનો મર્મ જાણ્યા વિના, નિંદા કીધી અપાર
પરધર્મની ટાપરીપમા, બોલ્યો વાર હજાર તે મુજ ૭

શ્રદ્ધા વિના તપ નત કર્યો વાડુ નેવા ઇનામ,
હીરો વેચી લીધું કાંકરું ખોયું મોક્ષ ઇનામ તે મુજ ૮

મારે મમને કજિયા વધ્યા, ઘર સઘની માંય,
નિર્જીવ વાતને કારણે બે પાડ્યા જ્યાં ત્યાંય તે મુજ ૯

શ્રાવકનો ભવ ભોગવું કોઈ પૂર્વના પુણ્ય,
પણ મેં ફર્જ તણું ફરી ઉતાર્યું નવ ઋણ તે મુજ ૧૦

પુત્ર થઈ નવ સાચવ્યો માત તાત વિવેક
નારી લઈ નોખો થયો, દીધા દુઃખ અનેક તે મુજ ૧૧

બ્રાત થઈ મેં રોપિયા કલેશ દ્વેષના બીજ
બંધુમાં છેટાં પાડીયાં, શર્મે સમજ્યો નહિ જ તે મુજ ૧૨

નાથ થઈ નિર્લજ્જપણે માર્યો નારીને માર
શાંતપણે શીખવ્યો નહિ ધર્માધર્મ વિચાર તે મુજ ૧૩

બાપ બન્યો પણ બાળની લીધી નવ સંભાળ
ધર્મવિદ્યાના દાન વિના રાખ્યો બાળને બાળ તે મુજ ૧૪

સસરો થઈ મેં પાપીએ વહુની લૂટી લાજ,
ઘોળામાં નાખી ધૂળ મેં, લીધો પાપનો સાજ તે મુજ ૧૫

નોકર નિમકહરામ મેં, લીધી લાંચ હરામ
શેઠનું કાઢ્યું ઘસું મેં, ધર્યું મહાજન નામ તે મુજ ૧૬

દેશી બની નવ દેશનું કીધું કાંઈ કલ્યાણ
દેશના દુશ્મનથી મળ્યો સ્વાર્થ અંધ અજાણ તે મુજ ૧૭

દ્રોહી બની દેશ રાજની, બાજી બગાડી સર્વ,
રંક પ્રજા, રંજાડીને, ઊંડુ સમજાયુ સર્વ તે મુજ ૧૮

સત મુજ સ્વાર્થના મારણે રાખ્ત વંચિત મધ્ય,
બેઠ પકાવ્યો ભુંડપ લઈ, ભગશે નરક સદા. તે મુજ ૧૯
શિષ્ય બન્યો ગુરુરાજની કીધા સર્વ ગુમાન
શિખ મ જાન શ્રવણે સુણી રહ્યો છેક અજાન તે મુજ ૨૦

આંખ થકી મે કોઈ દિન ન કર્યું ગુરુદર્શન
વાચ્યુ ન સૂત્ર કે શાસ્ત્ર કંઈ પ્રિયમાલી પ્રસન્ન તે મુજ ૨૧

કાન દઈ કથણી સુણી પ્યારા પ્યારીના ગીત,
શાસ્ત્ર મ્યા ગમ્યા મને ઊંધ આવી ખચીત. તે મુજ ૨૨
પ્રભુ રસ ચાખ્યો નહિ રસનાથી કોઈ વાર
પ્રભુ-કીર્તન કે સ્તવનમા સાચવ્યુ મુખદ્વાર તે મુજ ૨૩

ફૂલ ગુલાબ અત્તરતણો લીધી મે મદ્ય ગંધ
સતચરણની રજ્જગી નવ લીધી સુગંધ. તે મુજ ૨૪
કાયા કરી કુરબાન મે, પરનારી પતંગ
જપ તપ વ્રત નવ આચર્યો સેવ્યો નહિ સત્સંગ તે મુજ ૨૫
વેપારી થઈ મે બહુ લખ્યા કૂડા નામા ને લેખ,
તોલા માપ ખોટા રાખ્યા નજરો શ્રાવક ભેખ. તે મુજ ૨૬

ખોટુ કઈને ચાલુ કર્યું, કરી ભાનમાં ભેગ,
ચોર લફંગાને સહાય દઉં ભગવો ભજે કેમ ભેગ! તે મુજ ૨૭
નીચ સંગે ચરી સ્વાર્થને સાધ્યો મારી રાંક
નરક ટિકિટ લાધી હાથમાં ખોયુ નવગાક નાક તે મુજ ૨૮
કુમ્ભ જેવા નર બાંધી શક્યો, ધર્મ ક્ષેત્રની પાળ,
રંક ગળે છૂરી વાવરી કંઈક ઘાલ્યા કુચાલ તે મુજ ૨૯

વેર ને વેરા વધારિયા નાખ્યો નીચને હાથ
થોડા પૈસાને કારણે ભરી નરકની બાથ તે મુજ ૩૦

[1]રગ પણ વાકા ચાલીયા લોઢી ખરડ્યા હાથ
અનજાણમા અથડી ગયો અગ અગારે [2]વાક તે મુજ ૩૧
બાળપણુ ખોયુ ખેલમા, જોબન [3]જોરુ માંય
ઘડપણમા ડાહ્યો થયો, પણ ચાલે ન કાંઈ તે મુજ ૩૨

સ્રી કરતી તી ધર્મને, દેતી વિદ્યા દાન,
કુચી હતી મુજ પાસ તે, અટમારી કરી સાન તે મુજ ૩૩

લોભી થઈ મે નવ કર્યો, આત્મનો ઉદ્ધાર
જૈન શાળા આદિ નિંદીને ભર્યો પાપનો ભાર તે મુજ ૩૪

શ્રાવક લાભના કામમા કર્યો રોષ અપાર,
દેતા દાન મે વારિયા છુટુ તે કોણ વાર[1] તે મુજ ૩૫

દેખુ નજરે દુ ખ પામતા મારા બધુ તિર્યંચ
શક્તિ છતા મહાગાઢ થઈ, દાન દીધુ ના રચ તે મુજ ૩૬
ધન મારુ તો ધરી રહ્યુ નાવ્યુ સાથ લગાર,
તોય અગમ્યા પારણા સધર્માં કીધો ખાર તે મુજ ૩૭

ભૂખે મરે મારા બધુઓ ધંધા વિણ લાચાર,
નજરે નિરખી નિહાળિયા ઠગો નવ તનમાર તે મુજ ૩૮

હુ જન્મ્યો જગ સ જન્મ્યુ, મારે ધન સ્થાને સ્થાન,
હુ નાકયે જગ નાકીયુ, હુ જ્ઞાનીથી જ્ઞાન તે મુજ ૩૯
પેટી પટારા પૂરણ ભર્યાં ધન ધાન્ય ચિકાર,
પાછા વાળ્યા મુજ બધુઓ, ઊપજ્યો નહિ ધિક્કાર. તે મુજ ૪૦
છળના છળ કરીને કુ મારે અતરાય જોગ
અતરાય બીચારી શુ કરે મન મેલુ એ રોગ તે મુજ ૪૧

---

૧ રસના=જીભ ૨ વાક=વાકા ૩ જોરુ=સ્રી

ઉપદેશક થઈ પેટ કારણે પાળ્યો નવ આચાર,
વ્હેમે બધાને ભોળવ્યા ફરી બોલ્યુ નાવ તે મુજ ૪૨

કીધો ન લવ ઉપદેશ શુભ, શ્રમ લઈ શાસ્ત્રાભ્યાસ
માંકે મો માગ્યુ મળે બનતા સર્વે દાસ તે મુજ ૪૩

ગુરુ થઈ એશ હોંશે કરી કોટિ ધનીનુ પદ
જ્ઞાન સમાધિ નેવે મુકી ભુલ્યો ભુલાવ્યા સર્વ તે મુજ ૪૪

અપગ અનાથ પશુનરશુ લીધી ન મે સભાળ,
અપગ પશુ રખનારને દીધી ઉતરી ગાળ તે મુજ ૪૫

નરકખાના ઘર આગળે ખાળ કુડી ને કુડ
દુગધ દઈ વળી વધ્યા, ઝેરી જતુનાં ઝુડ તે મુજ ૪૬

જગતની જડીબુટ્ટી ગણી દીધો 'દોકડો' ખત
અધશ્રદ્ધામા ઉતરી ગયો છેતર્યા ભગવત તે મુજ ૪૭

પાપ કરુ જાગી જોઈને તેનો દોકડો ન હોય
શિક્ષા મળે સરકારથી ધર્મ નો કયમ હોય! તે મુજ ૪૮

આજ પર્યુષણ તોય પણ સવત્સરી તોય
ક્રોધ તેડુ છોડુ નહિ છણકારો શે દોય? તે મુજ ૪૯

ભલે મોટા ઉપવાસ હો ભલે સામાયિક તોય,
ભલે પોષો પ્રતિક્રમણ હો પણ મમતા તો હોય. તે મુજ ૫૦

ભર પૂરો થયો આવીયો રહ્યો પાછલો પહોર
તોય ન સમતા દિલમા વળી મમતા કરી ગઈ જોર તે મુજ ૫૧

ગુરુજી હવે તો હુ ગળગળો આવ્યો આશરે આજ,
કોમળ કરો મુજ કાળજુ ઉગારી મહારાજ તે મુજ ૫૨

ચાહે તો પાઓ જડીબુટ્ટી ચાહે દ્યો વનવાસ,
અગ ઉપાગ છે આપના હુ તો આપનો દાસ. તે મુજ ૫૩

મિચ્છામિ દુક્કડ લેતા ગયા મુજ વર્ષો અનેક
નાની સરળતા અંગમાં, આ તો અચરજ છેક તે મુજ ૫૪
અનુભવ કરી એ આતમા, છોડ સઘળી ફેર
ધીરે ધીરે સૌ સારુ થશે, જિન દેવને સેવ તે મુજ ૫૫
કસોજણ આખા વર્ષનું, રાખે જેની વ્યર્થ,
ઉગાડે પજેસણ પર્વમાં, કરે અન્યમતિ અર્થ તે મુજ ૫૬
દેખે સુણે તેનું કહે એ પર ધરશો નહિ રોષ,
મંજિરા કાપા ઉમેગીએ એમાં એનો શો દોષ? તે મુજ ૫૭
કોમળ બને જો કાળજુ, છૂટે હાથથી ધન,
નવરાનો થાય વિનાશ તો, પર્યુષણ ધન્ય ધન્ય તે મુજ ૫૮
આવા અનર્થી થઈ ગયા હવે ન કરું એક
તો તો પર્યુષણ પર્વ છે નહિતર પંચોજણ છેક તે મુજ ૫૯
વ્રત લેવે ગહેરો ઘણો પચ્ચખ્ખાણે પ્રવીણ
પણ પાળવામાં પાંગળો થાયે ભવ કેમ ક્ષીણ? તે મુજ ૬૦
રોફ બની નાત જાતનું ખીધુ કંઈ ન કલ્યાણ
પગ પાડી કોરે રહ્યો સૂત્રો રટતા પ્રાણ તે મુજ ૬૧
ગાદી પર ગુરુએ મને થાપ્યો શ્રાવક ખાસ,
સંઘ સુધારો મેં નવ કર્યો તડાં પાડયાં ચોપાસ તે મુજ ૬૨
મોરાર સંત મેં મૂરખે રચી આ જીવ રાશ
મલિન છતાં જળ મેલને ધોતાં થાઉં હતાશ તે મુજ ૬૩
હું પરમેષ્ઠી પૂજ્ય મમ ધન્ય આપો ધર્મ
કાનાત્રાના મેં તો કર્યો, પૂરો નવ જાણું મર્મ તે મુજ ૬૪
આજે કહિ રાજકોટમાં ઓગણત્રીશનું ચોમાસ
પર્યુષણ કેરે પારણે પૂરણ પ્રાણાભાસ તે મુજ ૬૫
ગાય વીખે ને સાંભળે વરતે રાખી વિવેક,
પ્રાણજીવન પ્રભુ જાણજો, સાચી શ્રાવક ટેક તે મુજ ૬૬

---

# શ્રી જીવરાશિની સજ્ઝાય

## (ખાસ કરીને ભૂતમાં કરેલા પાપની આલોયણા)

[ ચેડારાજાની પુત્રી અને દધિવાહન રાજાની રાણી પદ્માવતીના નામથી સમયસુંદરજીએ આ આલોયણા રચી છે તેની કેટલીક લીટીઓમાં પાઠાંતરે છે પરન્તુ બહુ ફરક નથી ]

હવે રાણી પદ્માવતી જીવરાશી ખમાવે
જાણપણું જગ દોહિલું એણી વેળાએ આવે
તે મુજ મિચ્છામિ દુક્કડં—૧

ભવ અનંતાએ કરી અરિહંતની શાખ
જે મેં જીવ વિરાધિયા ચોરાશી લાખ. તે મુજ—૨

સાત લાખ પૃથ્વીતણા સાતે અપકાય
સાત લાખ તેઉકાયના સાતે વળી વાય. તે મુજ—૩

દશ લાખ પ્રત્યેક વનસ્પતિ ચૌદ સાધારણ સાર
બિ તિ ચૌરેંદ્રિય જીવના બબ્બે લાખ વિચાર. તે મુજ—૪

દેવતા તિર્યંચ નારકી ચચ્ચાર લાખ પ્રકાશી
ચૌદ લાખ મનુષ્યના એમ લાખ ચોરાશી તે મુજ—૫

આ ભવ પરભવ સેવિયા જે પાપ અઢાર
ત્રિવિધે ત્રિવિધે કરી પરિહરું દુર્ગતિના દાતાર તે મુજ—૬

હિંસા કીધી જીવની, બોલ્યા મૃષાવાદ
દોષ અદત્તાદાનના મૈથુન ઉન્માદ. તે મુજ—૭

પરિગ્રહ રાખ્યો કારમો કીધો ક્રોધ વિશેષ
માન માયા લોભ મેં કર્યાં વળી રાગ ને દ્વેષ. તે મુજ—૮

કલેશ કરી જીવ દુભવ્યા દીધાં કૂડાં કલંક,
નિંદા કીધી પારકી રતિ અરતિ [illegible]

ચાડી કીધી ચોતરે, કીધો થાપણમોસો
કુગુરુ-દેવ કુધર્મનો ભલો આણ્યો ભરોસો તે મુજ—૧૦

ખાંડણ પીસણ ગારના આરંભ કીધા અનેક
રાંધણ સિંધણ અગ્નિના, પાપ લાગ્યાં વિશેષ તે મુજ—૧૧

વિકથા ચાર કીધી વળી, સેવ્યા પંચ પ્રમાદ
ઈષ્ટ વિયોગ પાડિયા, રુદન વિખવાદ તે મુજ—૧૨

સાધુ અને શ્રાવકતણા, વ્રત લઈને ભાંગ્યા,
મૂળ અને ઉત્તરતણા મહાદૂષણ લાગ્યાં તે મુજ—૧૩

સરાવડ દ્રાણુ ઘણા, વળી ગળાવ્યા ગર્ભ
ઉવાણી ઢોળ્યા ઘણા, ભગાવ્યા શીયળવ્રત તે મુજ—૧૪

ખાટકીના ભવે મે કીધા, જીવના વધ ને ઘાત
ચિડિમાર ભવે ચરકલા મારી દિન ને રાત તે મુજ—૧૫

કાજી મુલ્લાને ભવે પઢી મંત્ર કઠોર
જીવ અનેક ઝબ્બે કર્યા, કીધા પાપ અઘોર તે મુજ—૧૬

માછીગર ભવે માછલાં ઝાલ્યા જળવાસ
ધીવર ભિલ્લ કોળી ભવે મૃગ પાડિયા પાસ તે મુજ—૧૭

કોટવાળ ભવે મે કીધા, આકરા કર દંડ
બંદીવાન મરાવિયા, કોરડા છડી દંડ તે મુજ—૧૮

પરમાધામીને ભવે દીધા નારકી દુખ
છેદન ભેદન વેદના, તાડન અતિ તીખ. તે મુજ—૧૯

કુભારને ભવે મે ઘણાં, નીંભાડા પકાવ્યા,
તેલી ભવે તલ પીલિયા, પાપે પેટ ભરાવ્યા તે મુજ—૨૦

હાળી ભવે હળ ખેડિયા ફાડ્યા પૃથ્વીના પેટ
સૂડ નિદાન કીધાં ઘણાં દીધા બળદ ચપેટ તે મુજ—૨૧

માળીને ભવે રોપિયા, નાના વિધિ વૃક્ષ
મૂળ પત્ર ફળ ફૂલનાં લાગ્યા પાપ અલક્ષ તે મુજ—૨૨
અધોવાઈયાના ભવે, ભર્યાં અદકેરા ભાર
પોઠી ઊટ કીડા પડ્યા, આણી ન દયા લગાર. તે મુજ—૨૩
છીપા ભવે જલ છેતર્યા કરી રંગણ પાસ
અગ્નિ આરંભ કીધા ઘણા, ધાતુર્વાદ અભ્યાસ તે મુજ—૨૪
શૂરપણે રણ ઝૂઝતા માર્યા માણસ વૃંદ,
માંસ મદિરા માખણ ભખ્યા, ખાધા મૂળ ને કંદ. તે મુજ—૨૫
ખાણ ખણાવી ધાતુની, અણગળ પાણી ઉલેચ્યા
જળજંતુ વિનાશીને, અંગે નીરજ સિંચ્યા તે મુજ—૨૬
અંગારકર્મ કીધાં ઘણા, ઘરમે દવ જ દીધાં
સમ ખાઈને ધમના, ધન અમજ દીધાં તે મુજ—૨૭
બિલ્લી ભવે ઉંદર ગળ્યા, ગરોળી હત્યારી
મૂઢ ગમાર તણે ભવે, મે જૂ લિખ મારી. તે મુજ—૨૮
ભાડભૂંજા તણે ભવે એકેંદ્રિય જીવ
જાર ચણા ઘઉં શેકિયા પાડતા રીવ. તે મુજ—૨૯
સાપ વિંછી સિંહ ચીતરા શકરા ને સમળી,
હિંસક જીવતણે ભવે હિંસા કીધી સબળી તે મુજ—૩૦
ધોબીના ભવે મે ઘણા જળજીવ સંહાર્યા
કૃપીના ભવે રંકને, દાન દેતા નિવાર્યા. તે મુજ—૩૧
સુતારના ભવ મે કર્યા, ઘડ્યાં શસ્ત્ર અપાર
કોશ કોદાળી ને પાવડા તિક્ષણ તનસાર. તે મુજ—૩૨
વણિકના ભવ મે કર્યા, કૂડા લેખ લખાવ્યા,
ઓછું આપી અધિકુ લીધું ખોટા માપ રખાવ્યા તે મુજ—૩૩

ઓડના ભવ મે કર્યા, કૂવા વાવ ખોદાવ્યા
સરોવર ગળાવિયા, વળી ટાંકાં બંધાવ્યાં તે મુજ—૩૪

હાથીના ભવને વિષે, રહ્યો કામમા લીન
બગલાના ભવે મે ઘણા, માર્યા જળમા મીન તે મુજ—૩૫

માળીના ભવે મે ઘણા લીલા ઘાસ જ કાપ્યા,
પાડી છેરી હોસથી, ગાભ પાડાને આપ્યા તે મુજ—૩૬

ભવ અનત ભમતાં થકા કીધો કુટુબ સબધ
ત્રિવિધે ત્રિવિધે કરી વોસિરુ તિણશું પ્રતિબંધ તે મુજ—૩૭

ભવ અનત ભમતા થકા, કીધા પરિગ્રહ સબધ
ત્રિવિધે ત્રિવિધે કરી વોસિરુ, તિણશુ પ્રતિબંધ તે મુજ—૩૮

ભવ અનત ભમતા થકા કીધો દેહ સબધ
ત્રિવિધે ત્રિવિધે કરી વોસિરુ, તિણશુ પ્રતિબંધ. તે મુજ—૩૯

એમ આ ભવે પરભવે કીધા પાપ અગણ્ય
ત્રિવિધે ત્રિવિધે કરી વોસિરુ, કરુ જન્મ પવિત્ર તે મુજ—૪૦

એવી રીતે આલોયણા, કરશે ભાવે જેહ
પાપ કર્મથી છૂટશે, લેશે શિવપુર તેહ. તે મુજ—૪૧

રાગ વેરાડી જે સુણે ગાય સુદર રાગ
સમયસુંદર કહે પાપથી, છૂટે તે તત્કાળ તે મુજ—૪૨

## (૫) મસ્તરામજી બોધવચન માળા

---

ગુન આગર કુ પૈન્ના ત્યાગે ચિત્ત આકારાથી જઈઓ આગે
ચિત્ત રોકે સાધનમે લાગે "મસ્તરામ" અનુભવમેં જાગે. ૧

રામ ભજન અંતર લૌ લાવે બિના ભજે બ્રહ્મ વિદ્યા આવે
જીવ પલટ કર બ્રહ્મ હો જાવે, "મસ્તરામ" નિરભય પદ પાવે. ૨

ખરી વાતમે કયુ બેઠા ખુટી રામ રસાયણ પી લે ઘુટી
તો લક્ષ ચોરાશી જાવે છુટી મસ્તરામ ' કહે માયા જુઠી ૩

ત્યાગી તો નિસરે ઘરબાહેર ઘરમાં તો બેશી રહે કાયર
સંસારી ધન ધામ સમારે, મુઆ પછી નીગ્ગે ઘરબારે
'મસ્તરામ ' કયુ કાજ બીગારે ૪

એક દેખ્યો બ્રહ્માનો છોરો, સાંઈ નિખે માગગીઓ ડોરો
રાત દિન તો ભગતો પોરો મસ્તરામ કહે આવને ઓરો ૫

છોરેમે નહિ મરચો મોરો ડોરે માગળ તાણે લીટો
પેટમે તો ભરિયો હિરો, મસ્તરામ" કહે આખેથી દીઠો ૬

વેદ ભણી વિદ્વાન બનાવે અવિદ્યા લેઈ નરકમે જાવે
વિદ્યા અવિદ્યા છુટી જાય તો કેવળમે કેવળ દરશાય
"મસ્તરામ કુચ્છ જાણી ન જાય ૭

વિધી નિષેધ જહાય તગીને હેર વિદ્યા અવિદ્યા ધરી સમેટ,
બ્રહ્માસ્મિની બાધી ભેટ, મસ્તરામ પહોચી ગયા ઠેઠ. ૮

માયામાં છે ઝાઝો ઝેર કરે સાએ કાગો કેર
જીવ જીવને સાથે વેર કરે ધીગાણા આડે પેર
' મસ્તરામ" ને લીના લ્હેર ૯

એક દેખીયો મોટો શેહેર, જીવ ભુલ્યો પોતાનો ઘેર,
છોડે દોસ્તી તોડે વેર, તો સગુ સુનર આપણે ઘેર,
"મસ્તરામ ને લીલા લ્હેર ૧૦

ભજનનાં ઘી બાવે શમશેર, જીતી લેવે જમથી વેર
ગ્યાન યુક્તિની ચાલે મેહેર 'મસ્તરામ" ને લીના લહેર ૧૧

અંતરજામી અંતરમે મેને, જાકે કટાસે બ્રહ્માંડ ડોને
છુપી રહ્યો માયાને ઓળે કોટી ઉપાયે હાથ નહિ આવે
'મસ્તરામ" કળી દર્શન પાવે ૧૨

રામ ભજન અંતર લૌ લાવે તો અંતરજામી અંતરમે પાવે
બહાર ભટકતા હાથ ન આવે "મસ્તરામ" તો કહી સમજાવે ૧૩

રામભજન ગુપ્ત રસ ચાખે, સંકલ્પ વિકલ્પ રોકી રાખે
તો હોય નિરબંધ બંધ નહિ જાકે મસ્તરામ' કે સાધન પાકે ૧૪

મન પરપંચી પરપંચ ઉઠાવે મન ભાગી જાવે હાથ નહિ આવે
સત્ પુરૂષ મનકુ ઘર લાવે, 'મસ્તરામ તો કહી સમજાવે ૧૫

ઉંચ નીચ તો મને કહુ, ઉંચ નીચ તો હુનો હું
હુ મુનીશ હુ છુ વક્તા મસ્ત વચન વેન્ને લગતા ૧૬

અનસ્યહે પાણીમે લીટી, કાગ તપાસી રહો છે ચીડી
માયા ન છુટે નજરથી દીઠી, મસ્તરામ કહે માયા મીઠી ૧૭

માયા જાણો કાળી કુતી સસારીના ઘરમે સુતી
ખ્રિસ્તી પુજે કરે અસ્તુતિ, ત્યાગી મારે તેને જુતી
"મસ્તરામ' કહે ભાગ રે દુતી ૧૮

જે પુરૂષ પર માયા કોપી, એચ લંગોટી ઉતારે ટોપી
ખડેખડે મરજાદ લોપી, 'મસ્તરામ ઉભા પગ રોપી ૧૯

ભણ્યા ગણ્યા કોઈ દેખ્યા પોપટ સા રમે માયાની ચોપટ
કંચન કામની છુટે ન દોપટ ' મસ્તરામ્ કોઈ નીકળ્યા સોપટ ૨૦

બ્રહ્મચારી તો મુખથી કહે છે કહે માયાને ખોટી,
કાયા છુટે માયા નહિ છુટે છુટી જાય લંગોટી
નારી આવે શીશ નમાવે જાવે ચરણુ પનોટી,
મસ્તરામ ' કહે આ જગમાં, માયા હે સૌથી મોટી ૨૧

નીચી એક ઉંચી શ્રેણી, ત્યાગી પુરુની અદ્ભુત કેણી
હરી ભગતોને છે સુખ દેણી,
મસ્તરામ ની બાત હે સાચી," ફેર બાત મત પૂછો પાછી ૨૨

જો પુરુષને વળગી ચુડ તે તો થાવે અંધો ઘુડ
બાયડીઓ તો ખાવે ધૂડ રાત દિવસ તો બોને કુડ,
મસ્તરામ કી વાણી ગૂઢ સમજે નહિ કો કામી મૂઢ ૨૩

નારી જાણે નરકનો સાજ, અંતરમા વિષયની દાઝ
ઘુંઘટ તાણે લોકની લાજ બીગાડ્યો મુક્તિનો કાજ,
મસ્તરામ ' બોલ્યો મહારાજ ૨૪

નારી જાણો નરકની ખાણી મોહી રહ્યા હે સરવે પ્રાણી,
નિશ્ચે કરે મુક્તિની હાણી મસ્તરામ ની સુણજો વાણી ૨૫

એક જગતમે દેખી નારી બીગાડ્યો દેખ્યો બ્રહ્મચારી
નરકે તો પોંચી વ્યભિચારી, ભેગો તો લઇ ગઈ બ્રહ્મચારી
'મસ્ત ' બોલીયા બચન વિચારી ૨૬

ભરી ગણી કોઈ દેખી નાર મન ફીરે છે હારોહાર,
છુટી નહિ આ ઈંદ્રિદ્વાર ભણીગણી સુણીનો સાર,
માથા ઉપર જમનો માર મસ્તરામ બોલ્યા નિરધાર ૨૭

ખરેખરી બ્રહ્માની બેટી સ્વર્ગ ભુવનથી ઉતરી હેઠી
કામી પુરુષને જઈને ભેટી 'મસ્તરામ" કહે રહેજે છેટી ૨૮

સૌના એક મુળદ્વારા, માટી અને રૂધીરકી ધારા
કોગી જમે કીયા ઉતારા, "મસ્તરામ" તો સૌથી ન્યારા ૩૦

ખરી બાત નહિ સમજે મુરખ કુણ હિંદુ ને કુણ હે તુરક
કાયા છે પાણીનો બિંદુ, પ્રાણ મુસલમાન નહિ હે હિંદુ
"મસ્તરામ" ભજ કૃપાસિંધુ ૩૧

ઉચનીચ કુળ સૌનો સુતર, ઉચી જાતિ કાંધે સુતર
પીતા નાની ગાંડા પુતર, મસ્તરામ કહે આપો ઉત્તર ૩૨

બ્રહ્મવેત્તા બ્રહ્મરૂપ હે તજે જગત કો ભોગ,
બ્રાહ્મણ સોઈ જાણીએ, સાધે આતમ જોગ
ચાર વેદનો પાઠ કરે ઓર મન નહિ કર્યો નિરોધ,
આશા તૃષ્ણા નથી છોડતો બ્રાહ્મણ વેદ વિરોધ ૩૩

ભાષા જાણે ન પારસી, ભણે નહિ ગીરવાણ,
રામભજન રંગ લાગી રહ્યો, ને પકડ્યો પદ નિર્વાણ ૩૪

ધરમ ભ્રષ્ટ જો સુખિયા થાય તો વેદ પુરાણ નિષ્ફળ હો જાય
ધરમ ધ્યાનમે રાખી પ્રીતિ 'મસ્તરામ" કહે પાળો નીતિ ૩૫

અવિદ્યાનાં ઉંડા મુળ, અવિદ્યાએ રચેલો શુલ
"મસ્તરામ કહે હરી જશ ગાન, તો જડમુળથી અવિદ્યા જાન ૩૬

ભગત ભક્તિ કરે બહુ ભાતી રામનામ જપે દિન રાતી
તો અવિદ્યા જાય અપાર ખાતી "મસ્તરામ" છોડી કુળ જાતી ૩૭

વેદ બચન નહિ પોહોંચે કેહેણી, સૌથી ઉપર જાણો રેહેણી
બ્રહ્મવિદ્યા અવિદ્યા હર લેણી મસ્તરામ 'તજો તૃષ્ણા દુખ દેણી ૩૮

શિવ શક્તિ દોનુંનો જોરો, સારો જગત બનો છે ખોટો
કાયા છે પાણી પરપોટો 'મસ્તરામ' ને લાભ ન તોટો ૯

હરિ મદીરમે કિ ન જાયે કિ ન જોડે હાથ
દમ્બી ઉપરી ઉભો થાયે ઉઠભેક નિરાત
રડી આગળ કરે લટપટીઆ જ્યું મારકી જાત,
મસ્તરામને હરિજન વાહલા તજે ફુટકા સાથ. ૪૦

નિઃસ્નેહી તો સાવ સુનાતર, કંઇ ન રહી મગૂર,
ત્યાગીને કુણુ તાબે રાખે હે ફિરકી મગરૂર
અવિદ્યા વેરી જાી ગઈ, રહ્યો નહિ અકુર,
મસ્તરામ મન મસ્ત ભયા, બ્રહ્માનંદ ભરપૂર. ૪૧

સત્પુરૂ તો કરે કવિના નહિ જાયે ભૂપાળ
ત્યાગી પૈસો પામે ન રાખે ખરેખરી હતાળ
અવિદ્યાને શિર ખીની ધ બી પટેલી ગઈ પાતાળ
મસ્તરામ કુણુ માપી શકે ત્યાગીબુદ્ધિ વિશાળ ૪૨

નિઃસ્નેહીનો ઉંચો પ ત્યાતો ઉતરે સૌનો મ
રાજાપ્રજા થાયે ર મસ્તરામ છોડ જગતકી હ૦ ૪૩

પતિ દેખ્યા ભૂપતિ ઔર દેખ્યા ધનવાન
નિઃસ્નેહીને રૂમ બગાબર બડે બડે ગુણવાન
ત્યાગી ચ ખ્યો ભોમ ા, અનહદ ઘુરે નિશાન
મસ્તરામ મન મસ્તભયા પહોંચે ૫ નિવાણુ ૪૪

દો અમરથી કરો દોસ્તી તો ઉતરો ભવપાર
મસ્તરામ મહારાજ મ્હે રામનામ હે સાર ૪૫

બ્રહ્મવિદ્યાની ભણુ નિશાળ તેથી બુદ્ધિ હોય વિશાળ
નરક તો નહિ આવે કાળ, મસ્તરામ" ભજ નિ શાળ ૪૬

કાળ ચક્ર લોટે નહિ લાજ ફના હોઈ ગયે સઘળા કાક
માયાના છે ખોટા ઘાટ ' મસ્તરામ" કહ્યુ કરે ઉચાટ ?

બ્રહ્મવેત્તા કયુ જાય ઠગાયા, અપણ્યા ભોગ અપણે ખાયા
અરૂ જમ કિંકરકે હાથ નહિ આયા, "મસ્તરામ" ને કહી દરસાયા ૪૮

સકામી બેદાત બાચે ફિરયા કરે લારો,
સકામીને દાન કરે તો ધોયો ગારે ગારો
નિષ્કામીનો સગ કરે તો, અનમત થાયે સારો,
મસ્તરામ કહે રામ ભજી લો, માનો કેહણુ હમારો ૪૯

અન્નનો દાતા અન્ન આપે ધન આપે ધન દાના,
લોભીયાને દાન કરે તો ખોટા થાશે ખાતા
નિર્લોભીને અન્ન આપે તો થાય સ્વર્ગનાં ભાતાં
"મસ્તરામ" એક રામ ભજન બિન, દેખ્યા નરકમે જાના ૫૦

કચન કામિની દોનુ ત્યાગે, રાત દિવસ ભજનમે લાગે
જનમ મરણુ સેજે ભે ભાગે, મસ્તરામ" અનુભમે જાગે. ૫૧

ખટ દરાન ો ચાર સપ્ર । જુ । જુદા સૌ બાંધે પડ ।
કરે કજીઓ ને ખાવે ગડા "મસ્તરામ' તજી ચેતન પૂજે મડા ૫૨

જે રસનાથી છૂટે રસ તો પાચે ઇદ્રિ થાયે વશ
"મસ્તરામ" ની બાત હે સાચી ફેર બાત મત પૂછો પાછી. ૫૩

કાયા કાચો કુભ હે ભરીયો અનુભવ નીર
ઔરનકુ તો ગમ નહિ પીવે મસ્ત' ફકીર ૫૪

અજ્ઞાની ખાય માયામે ખના પનિ વાચે પોથીના પતા
નિરવેકીને અદ્‌ભુત સત્તા 'મસ્તરામ" લગાડે પત્તા ૫૫

કાયામે દેવે હુકારા, ઉત્તર પ્રશ્ન કરણુ હારા
કાયા સગ કાયાથી ન્યારા, મસ્તરામ' સોઈ રૂપ હમારા ૫૬

આધારી દેખ્યા મ વાળા વસ્ત્ર તો પહેરે રૂપાળા
ધન હરવાની ફેરે માળા, ત્યાગનના કાળા ાળા,
"મસ્તરામ" ને જોગેપાળા ૫૭

મોન પધારી ઓઢણુ અંબર, ત્યાગ પાળવો પહેને નબર
જાન મોક્ષમા બાધી કમ્મર 'મસ્તરામ' ભજ દેર વિસભર ૫૮

ખરો ત્યાગ અંતરમે આવે તો ત્યાગી રહેવે નિરદાવે
અનાસુરતી કર્મ ફળ પાવે એસા ત્યાગી દૃષ્ટ નહિ આવે
'મસ્તરામ' કોઈ શાન પાવે ૫૯

વાદી પુરૂષને પૂછ્યો ઉત્તર કસે આત્મા સગળ સુતર
પ્રતિવાદીને દીનો ઉત્તર, વ્યાપક આત્મા સગળ સુતર.
રાગદ્વેષ નહિ બંધ ખુલાસા 'મસ્તરામ' કે અજબ તમાસા ૬૦

નવધા ભક્તિ ખડગ નવ ધારા, કામક્રોધ કા કીયા પ્રહારા
પાપ પુન્ય દોઈથી ન્યારા 'મસ્તરામ' સોઈ રૂપ હમારા ૬૧

રામ ભજન વજનની લાગ, અનુભવનાં તો ખુલે કપાટ
અનવિદ્યાનો બીનો પાગ, 'મસ્તરામ' કહે ગીઓ ઉચાટ ૬૨

ત્યાગી પુરૂનો લીનો વેશ દુર ગ્યો ત્યાગીનો દેશ
જગત જાળ ભામે નહિ લેશ ત્યા ત્યાગી બીનો પહેરવેશ
"મસ્તરામ" બોલ્યા વર વેશ ૬૩

સતવાદી ને સ્વતંત્ર નર દેખ્યા કોઈ અજીત
કંચન કામની ભૂષ્ટ હે સબ જગ બીયા ફજીત
છોડે બેઉ સો કાછી રહ્યો ન ઈંદ્રિજીત
'મસ્તરામ' કહે કોઈ ત્યાગી વીરના જાકો હરી મે પ્રીત ૬૪

પંડિત બેઠા વાચે પોથી, વીણે છે મરકીના મોતી
નથી જાણતો આત્મજ્યોતિ, 'મસ્તરામ' લીનો અપનો ઘર ગોતી ૬૫

તપ બળવાન સકળ સુખ ધારા તપ બળ શેષ ધરનં મહિ ભારા
તપ આધાર સબ સૃષ્ટિ ભવાની
એસા સમઝકર તપ કરો કહે 'મસ્તરામ' જ્ઞાની ૬૬

સંત પુરૂષની સોબત સારી દર્શનથી સુખ ઉપજે ભારી
જમ ફિકર ભાગે જમ મારી, 'મસ્તરામ' ભજ દેવ મોરારી ૬૭

પંડિત મિથ્યા વાણીના વક્તા ખરો જોગ જાણી ન શકતા
ત્યાગ ભોગ અભિમાન સમેતા, "મસ્તરામ ધન ધન બ્રહ્મવેત્તા ૬૮

પ્રહલાદે સાધ્યો આતમ જોગ, મળીયા પ્રગટ દેવ અમોઘ
નખ્યો શાસ્ત્ર કહે છે લોક, "મસ્તરામ" છોડ જગતના ભોગ ૬૯

સંત પુરૂષની કોરટ જાવે, કજીયો છોની નિજ ઘેર આવે
તે પર નહિ લગે અપીલ, "મસ્તરામ' તો સાચા વકીલ ૭૦

સકામીનો સંગ ન કરીને ત્યાગી શકો તો ત્યાગો
કાયા નગરીમાં ચોર લુંટણીયા, જાગી શકો તો જાગો
'મસ્તરામ કહે ખગ દુઃખદાયક ખબરથી રહેજે આઘો ૭૧

ઉંડે રહેલી જાર હવેલી રૂપિયાની તો બાંધે થેલી
"મસ્તરામ' કહે મોહવશેથી થઈ ગઈ દુનિયા ઘેલી ૭૨

પુર્વે નહિ કોઈ પુન્ય ને પાપ આગળ પાછળનું નહી માપ
નહી બેટા અને નહી બાપ, "મસ્તરામ" જપે કીસકા જાપ ૭૩

રેઘોને ઓસાનું જોર ત્યાગીનું મન ગજબ કોર
પાપીનું મન જાણો ચોર "મસ્તરામ' કહે આઠે પોર ૭૪

ત્યાગ વૈરાગ તો લાગે કડવા તે માણુસને જાણો ભડવા
લોભી જાય કોરટે લડવા પાપી જાય નરકે પડવા
મસ્તરામ" કહે ખોટા ઘાટ ન ઘડવા ૭૫

સુંદર ભક્તિ સૌથી સારી ભજતો રહેને દેવ મોરારી
જમ ફિકર ભાગે જમ મારો 'મસ્તરામ" બોલ્યા બ્રહ્મચારી ૭૬

પહેરે છે હીર કોરી ઘોતી ધન હરવાની વાંચે પોથી,
બોધ કરે છે સેવક ગોતી, નથી જાણતા આતમ જ્યોતિ
"મસ્તરામ કહે લાગી પનોતી ૭૭

શુદ્ધ સોઈ જાણીયે, જાકો તૃષ્ણા રોગ,
'મસ્તરામ' મહારાજ તો, બોલ્યા વચન અમોઘ ૮૯

જોગ જગતથી રહેશે ન્યારા ભગવા પેરી દેશે ડારા
ત્યાગ વૈરાગના કર્યા ઉધારા "મસ્તરામ" તો સમસે ન્યારા ૯૦

જોગી જગતથી રહેશે ન્યારા તે તો લાગે સહુને પ્યારા
અંતર બીતર કરે ઉજારા "મસ્તરામ" કહે સેવક મારા ૯૧

જે સેવકો જાણો મોટા તે જાણો દાનતના ખોટા
જમરાજાના જડશે સોટા મસ્તરામ ને લાન લગેગા ૯૨

જે સેવકને જાણો મોટા તે તો જાણો સમસે છોટા
જ્ઞાન વૈરાગ્યના કરયા કજોગા મસ્તરામ તે સેવક મોટા ૯૩

બ્રહ્મ વિદ્યા છે સમમે મોટી ઓર વિદ્યા સબ જાણો છોટી
જેને પ્રાપ્તિ તો બાધ લગેગી ઘરમાં રહ્યો કેમ વીરો ગોટી
મસ્તરામે કસી કસોટી ૯૪

પ્રીતમ સાથે પ્રીત લગાડે કરે આરતી ઘટ વગાડે
ઉંઘી ગયેના લાન જગાડે મસ્તરામ કહે કોઈ હરિદ્વાર ઉઘાડે
જનમ મરણનો તમ બે ભાગે મસ્તરામ અનુભવમે જાગે
અજ માને જનમ કહે છે, નિર્દોષીને દોષ દીએ છે
ભગત થઈ અનીતિ કરે છે જનમ ધરી તે ફેર મરે છે
મસ્ત કહે કયુ કાજ સરે છે? ૯૬

પતિ બેઠી પુરાણ જોતા નારી નેણુ બાણુમા મ્હોતા
ભવસાગ મા ખાતા ગોથા મસ્તરામ મગન ભર પોત્યા ૯૭

સોને મુખથી મીઠા વેણુ કરે કથા માને નહી કેણુ
બંધન પામે દેણા લેણુ મસ્તરામકા ખુલ્લા નેણુ ૯૮

નહી હે જ્યોતિ નહી હે તારા તેજ અનખ તે વરગે ન્યારા
આત્મરૂપ અનુપમ પ્યારા મસ્તરામ સોઈ રૂપ હમારા ૯૯

વેણુ અગોચર અપરંપારા, ઈંદ્રિ પ્રાણ બુદ્ધિ આધારા
સોહં સોહં સાધ ધારા, મસ્તરામ સોઈ રૂપ હમારા ૧૦૦

ગુરુગમ ગુઝી કરી વિચારા ઘટ ભીતરમેં ઘટે અંધારા
આત્મબોધ સુર સરિતા ધારા, મસ્તરામ સોઈ રૂપ હમારા ૧૦૧

મારા તારા મમતા તાણ હરખ હૈયામાં આવે હાણ
મુરખને નહિ આવે જ્ઞાન, મસ્તરામકા પદ નિરવાણ ૧૦૨

વેપારી બહુ વેચે માન, સચે લાગી હોય સુકાન
મનમાં માને પડે દુકાન, મસ્તરામ તો સદા ધ્યાન ૧૦૩

આપ ગુરુ થઈ ગોને ચેલા અડબંગી દેખાતા ઘેલા
મોહ માનમાં ખાવે ઠેલા મસ્તરામ તો ફીરે એકીલા ૧૦૪

શસ્ત્ર ધરીને ડર દેખાડે કઈક ક્રૂર થઈ દેશ ઉજાડે
નરક પડે બીજાને પાડે મસ્તરામ સો આસક્ત રવાડે ૧૦૫

ધાવે ધરમ માટે દશ દિશ સૂઝે નહી સૌમેથી ઈશ
મસ્તરામ ક્યાં નમાવે શિશ ? ૧૦૬

મનમાં માને હું ધુ મોગ, ખરી વાત સમજ્યામાં ખોટ
ગુણ અવગુણમાં વાગે ગોટ મસ્તરામ નર તો નહી જોતો ૧૦૭

નહી રથ વાહન ઘોડા હસ્તી, રાજા પરજા નગર ન વસ્તી
સમજુને માટે છે સસ્તી, મસ્તરામની મોટી મસ્તી ૧૦૮

વાધે રૂખ કરે બહુ કટકા પશુપખી પહેરે નહી પટકા
લાલચ લાગી કરે બહુ લટકા મસ્તરામ શાખી ઘટ ઘટકા ૧૦૯

પચ ધુણિકા તાપે તાપ દૂર નહી છોડે દુખીયા આપ
વણુ સુનતારા સહે સતાપ મસ્તરામ તો સબકા બાપ ૧૧૦

સાધે સયમ આપે ઢોંગી, શોધે વેદ શરીરે રોગી
ઉપર સાધુ મનમાં ભોગી મસ્તરામ તો હરદમ જોગી ૧૧૧

સાધન સમજે પર ઉપકાર કામ ક્રોધ કા કર ધિક્કાર,
જીવ ટળીને જગતાધાર મસ્તરામ કહે મીટે સંસાર ૧૧૨

દેવ દેવ તુ શુ કરે પથર દેવ તો કાચો
પથરમાથી હીરો કાઢે તેહ ગુરુજી સાચો
નિસ્પૃહીને પૂરો રાજ, નહી બગડે નહી સુધરે કાજ
નાવે લોક પરલોકની લાજ મસ્તરામ બોલ્યા મહારાજ ૧૧૩

ત્યાગી તો છે આપોઆપ ત્યાગી જપે કીસકા જાપ
લક્ષ ચોરાસી હોઈ ગઈ માફ મસ્તરામ કહે ગયો સતાપ ૧૧૪

ભગવા પહેરે રાતા ચોળ, ત્યાગ વૈરાગ દેખાડે ડોળ
મન ગાવે માયાના ઢોળ મસ્ત એ માયા મીઠી ગોળ ૧૧૫

આપે ત્યાગી રહે ઉનરાગી, આઠે પહોર અતર લૌ લાગી
મસ્તરામ મન મસ્ત વિરાગી, અતરમાહી સમાધી જાગી ૧૧૬

બુદ્ધિમા કુબુદ્ધિ શાન જ્યા તોનો ત્યા નહિ નીકશા વાન
સત પુરુષ તો થયા નીહાલ, મસ્તરામના ખરા સમાન ૧૧૭

બુદ્ધિમા કુબુદ્ધિ કારો, જો પડે શસનો છાંટો
અધ્ધા નેણે બાધ્યો પાટો, મસ્તરામ કહે મારગ ખાટો ૧૧૮

બુદ્ધિનો છે બમણો વેગ નેતિ નેતિ કહે છે વેદ
સત પુરુષે જાણ્યા ભેદ મસ્તરામને ગયો ત્યાં ખેદ ૧૧૯

એક હતી ગોસાઈની ચેલી, દરશન કરવા જાત હવેલી
આગળ ધરે રૂપિયાની દેલી મસ્તરામ કહે અલબેલી ૧૨૦

ગુરુમતર લેવો શુ કારણ મેણુ જગતમા દુખ છે દારણ
ગુરુમતર લેવો ભ્રમતા મારણ આશા તૃષ્ણા મરી નિવારણ
મસ્તરામ છે વિઘ્ન નિવારણ ૧૨૧

મસ્તરામની મસ્ત ફકીરી, ભગી ઉભા ખીસ્તોન
પહેને ભાગે ઉચ્યા નિશાના, ક્યોં ન આંજે કોય

ખરી વાત નહિ જાણે ખોજા, કેમ કરી થાયે તે મોજા
સ્વામીનારાયણ ધર્મ પાળના પડના મેલ્યા રોજા
મસ્તરામ તો પાળે અનોજા ૧૨૨

સોની પંડિત નરકે જાશે જમ વઈને લગાવે ફાંસે
કળજુગ ત્યાગી થયો ન થાશે, મસ્તરામ કમી માને ઉદાસિ. ૧૨૩

પેરણુ પૃથ્વી ઓઢણુ અંબર, જ્ઞાન ધ્યાનમે બાંધેલ કમ્મર
સતગુર નામકી ધારે ચમર, મસ્ત કહે એ પહેને નંબર. ૧૨૪

મસ્ત રામે બાની ભેટ રોકીશ નહિ સામગીના શેઠ
મારે જાવુ હેઠા હેઠ ૧૨૫

એક જગતમે દેખી કાગી આદ્યુ, લી હૈ ઘરવાળી
ઉરે સમાધી બગાડે તાળી મસ્તરામ કહે મે નજરે ભાળી ૧૨૬

એક જગત મે દેખ્યા નાથ તેના દેખ્યા કરા હાથ
ભેગા બેસી જમીએ ભાત ઉત્તર આરે કીરપાનાથ
મસ્તરામે ત્યા ભીડી બાથ ૧૨૭

રાજા દુખીઆ પરજા દુખીઆ, સગગે મસાણુની હેળીમે
જોગી દુખીઆ જગમ દુખીઆ લોટ ન ઈસકી ઝોળીમે ૧૨૮

રોગી દુખીઆ વૈદ જ દુખીયા લાભ નહિ ઓસડ ગોળીમે
મસ્તરામ તો સારી સુખીઆ વસે નહિ ઠગ ટોળીમે ૧૨૯

ચાંદ દુખીયા સુરજ દુખીયા દુખીયા તારા મંડ ટોળીમે
પાણી દુખીઆ પવન બી દુખીયા, દુખીઆ પથર પોળીમે
મસ્તરામ તો સદાકી સુખીઆ વસે જ્ઞાનીકી ટોળીમે ૧૩૦

મરણા દુખીઆ જીવના દુખીઆ, દુખીઆ ઠાગા ટોળીમે
જોગી દુખીઆ, ભોગી દુખીઆ મરે ચામડા ચોળીને
મસ્તરામ તો રેવે સુખીયા બેઠા તૃષ્ણા રોળીને ૧૩૧

મોહ મમતાની કાપી કાસી, મસ્તરામ કહે મટી ચોરાસી
આશા મેલી ભમ્યો નિરાસી, મસ્તરામ કહે દેખ તપાસી ૧૩૨

ચચળ ચપળ મન જાણો મરકટ, નવા નવા ઉઠાવે તરકટ
મન જીતવો અતિરો દુરઘટ, મસ્તરામે દેખ્યો પરગટ ૧૩૩

મન રહ્યુ માયામે મોડી, મનકો જીતી શકે ન કોઈ
ત્યાગી પુરૂષ મન ખીપો મર્દન મસ્તરામ કહે મારૂ ગરદન ૧૩૪

અનુભવની ધમધગતી ગોળી સળગી રહી અવિદ્યાની હોળી
રહી નહી કોઈ ઝડા ઝોળી, મસ્તરામે રાખજ ચોળી ૧૩૫

સત પુરૂષે જુક્તિ રચાઈ, શરણાગતને લીધો વધાઈ,
પકડી ન શકે કાલ કસાઈ, મસ્તરામ કહે ભજન શીખાઈ ૧૩૬

થઈને બેઠો હરીનો દાસ, ફીર કરે જગતની આશ,
તેની બુદ્ધિ થઈ ગઈ નાશ, મસ્તરામના વચન ખનાસ ૧૩૭

---

## (૫) આત્મબોધ

[ શ્રીમદ્ રાજચંદ્રકૃત આત્મબોધ કાવ્યો અને વચનામૃત ]

'જે તીર્થંકરે જ્ઞાનનુ ફળ વિરતિ કહ્યુ છે તે તીર્થંકરને અત્યત ભક્તિએ નમસ્કાર હો "

* * *

' વિશાળ બુદ્ધિ, મધ્યસ્થતા સરળતા, અને જિતેંદ્રિયપણ—આટલા ગુણો જે આત્મામા હોય તે તત્ત્વ પામવાનુ ઉત્તમ પાત્ર છે "

* * *

મંત્ર તંત્ર ઔષધ નહી, જેથી પાપ પલાય
વીતરાગ વાણી વિના અવર ન કોઈ ઉપાય.

*  *  *

જ્ઞાન ધ્યાન વૈરાગ્યમય, ઉત્તમ જહાં વિચાર
એ ભાવે શુભ ભાવના, તે ઉતરે ભવપાર

*  *  *

## મુમુક્ષુ થવા માટે પ્રાથમિક કર્ત્તવ્ય

૧ સાત વ્યસન [ જુગટુ માંસ, મદિરા, વેસ્યાગમન, શિકાર, ચોરી, પરસ્ત્રી ] નો ત્યાગ
૨ રાત્રિભોજનનો ત્યાગ
૩ કંદમૂળનો ત્યાગ
૪ અમુક સિવાય સર્વ વનસ્પતિનો ત્યાગ.
૫. અમુક તિથિએ અત્યાગ વનસ્પતિનો પણ પ્રતિબંધ, અમુક રસનો ત્યાગ અબ્રહ્મચર્યનો ત્યાગ
૬ પરિગ્રહ પરિમાણ
૭ અભક્ષ્યનો ત્યાગ
૮ હમેશાં સત્સમાગમ અને સત્શાસ્ત્રનુ સેવન.

\+  \+  \+

આરંભ અને પરિગ્રહનો જેમ જેમ મોહ ઘટે છે, જેમ જેમ તેને વિષેથી પોતાપણુાનું અભિમાન મંદ પરિણામને પામે છે તેમ તેમ મુમુક્ષુતા વર્ધમાન થયા કરે છે

# નિત્યનિયમ

૧ સવારમાં ઊઠી ઈર્યાપથિકી પ્રતિક્રમી, રાત્રિ-દિવસ જે કંઈ અગર પાપસ્થાનમાં પ્રવૃત્તિ થઈ હોય, સમ્યગ્જ્ઞાન-દર્શન-ચારિત્ર સંબંધી તથા પંચપરમપદ સંબંધી જે અપરાધ થયો હોય, કોઈ પણ જીવ પ્રતિ કિંચિત્ માત્ર પણ અપરાધ કર્યો હોય તે જાણતાં અજાણતાં થયો હોય તે સર્વ ક્ષમાવવા. તેને નિંદવી, વિશેષ નિંદવા. આત્મામાંથી તે અપરાધ વિસર્જન કરી નિઃશલ્ય થવું.

૨ રાત્રિએ શયન કરતી વખતે પણ એ જ પ્રમાણે કરવું.

૩ શ્રી સત્પુરુષના દર્શન કરવાં.

૪ ચાર ઘડી માટે સર્વ સાવદ્ય વ્યાપારથી નિવૃત્તિ કરી એક આસન પર સ્થિતિ કરવી.

૫ "પરમ ગુરુ" એ શબ્દની પાંચ માળાઓ ગણવી.

૬ સત્શાસ્ત્રનું અધ્યયન કરવું.

૭ એક ઘડી કાયોત્સર્ગ કરી શ્રીસત્પુરુષોનાં વચનોનું તે કાયોત્સર્ગમાં રટણ કરી સદ્વૃત્તિનું અનુસંધાન કરવું.

૮ અરધી ઘડી ભક્તિની વૃત્તિ ઉજમાળ કરનારાં એવા પદો [ આજ્ઞાનુસાર ] ઉચ્ચારવાં.

૯ ભક્તિ-રહસ્ય દુહાનું પાન-મનન.

૧૦ ક્ષમાપનાનો પાઠ.

૧૧ અરધી ઘડીમાં "પરમગુરુ" શબ્દનું કાયોત્સર્ગ-રટણ કરવું અને "સર્વજ્ઞદેવ" એ નામની પાંચ માળા ગણવી.

## શાન્ત સ્વરૂપ ચિંતવણા

भीषण नरय गइए, तिरिय गइए कुदेव मणुए
पत्तो सि तीव्वदुःख, भावहि जिणभावणा जीव ! ॥

અર્થ —ભયંકર નરક ગતિમાં, તિર્યંચ ગતિમાં અને માઠી દેવ તથા મનુષ્ય ગતિમાં હે જીવ ! તું તીવ્ર દુઃખને પામ્યો, માટે હવે તો જિન ભાવના (જિન ભગવાન જે પરમ શાન્તરસે પરિણમી સ્વરૂપસ્થ થયા તે શાંતસ્વરૂપ ચિંતવના) ચિંતવ

### આત્મભાવનારૂપ આરાધના મંત્ર

શ્રીસદ્‌ગુરુએ કહ્યો છે એવા નિર્ગ્રંથ-
માર્ગનો સદા આશ્રય રહો

હું દેહાદિ સ્વરૂપ નથી અને દેહ સ્ત્રી
પુત્રાદિ કોઈ પણ મારાં નથી

શુદ્ધ ચૈતન્યસ્વરૂપ અવિનાશી
એવો હું આત્મા છઉં

### જીવને હિતશિક્ષા

અંતરમાં સુખ છે બહારમાં નથી સત્ય કહું છું

હે જીવ ! તું ભૂલ મા

સુખ અંતરમાં છે તે બહાર શોધવાથી નહીં મળે

અંતરનું સુખ અંતરની સ્થિતિમાં છે સ્થિતિ થવા માટે બાહ્ય પદાર્થો સંબંધીનું આશ્ચર્ય ભૂલ

સ્થિતિ (સમશ્રેણિ) રહેવી બહુ વિકટ છે નિમિત્તાધીન ફરી

ફરી રતિ ચનિત થઈ જાય છે, એનો દૃ ઉપયોગ રાખવો જોઈએ

એ ક્રમ યથાયોગ્ય ચતા પૌ આરીશ તો તુ મૂઝાઈશ નહી, નિર્ભય થઈશ

હે જીવ! તુ ભૂલ મા

વખતે વખતે ઉપયોગ ચૂકી કોઈ ને રજન કરવામા, કોઈથી રજન થવામા વા મનની નિર્બળતાને લીધે અન્ય પાસે મદ થઈ જાય છે એ ભૂલ થાય છે, તે ન કર

## ભક્તિનો ઉપદેશ

(તોટક છંદ)

શુભ શીતળતામય છાય રહી
મનવાછિત જ્યાં ફળપક્તિ કહી
જિનભક્તિ ગ્રહો તરુકલ્પ અહો
ભજિને ભગવત ભવત લહો ૧

નિજ આત્મસ્વરૂપ મુદા પ્રગટે
મન તાપ ઉતાપ તમામ મટે
અતિ નિજરતા વણુ દામ ગ્રહો,
ભજિને ભગવત ભવત લહો ૨

સમભાવિ સદા પરિણામ થશે
જ મદ અધોગતિ જ મ જશે
શુભ મગળ આ પરિપૂર્ણ ચહો,
ભજિને ભગવત ભવત લહો ૩

શુભ ભાવવડે મન શુદ્ધ કરો
નવકાર મહાપદને સમરો
નહિ એહ સમાન સુમંત્ર કહો,
ભજીને ભગવંત ભવંત લહો ૫

કરશો ક્ષય કેવળ રાગ કથા
ધરશો શુભ તત્વસ્વરૂપ યથા
નૃપચંદ્ર પ્રપંચ અનંત દહો,
ભજીને ભગવંત ભવંત લહો ૬

સર્વ ચારિત્ર વશીભૂત કરવાને માટે સર્વ પ્રમાદ ટાળવાને માટે આત્મામાં અખંડ વૃત્તિ રહેવાને માટે મોક્ષ સબધી સર્વ સાધનના જયને અર્થે "બ્રહ્મચર્ય" અદ્ભુત અનુપમ સહાયકારી છે અથવા મૂળભૂત છે

## બ્રહ્મચર્ય વિશે સુભાષિત

(દોહરા)

નિરખીને નવયૌવના, લેશ ન વિષયનિદાન
ગણે કાષ્ટની પૂતળી તે ભગવાન સમાન ૧
આ સઘળા સસારની રમણી નાયકરૂપ
એ ત્યાગી ત્યાગ્યુ બધુ કેવળ શોકસ્વરૂપ. ૨
એક વિષયને જીતતાં જીત્યો સૌ સસાર
નૃપતિ જીતતાં જીતિયે દળ, પુર ને અધિકાર. ૩
વિષયરૂપ અકુરથી ટળે જ્ઞાન ને ધ્યાન
લેશ મદિરાપાનથી છાકે જ્યમ અજ્ઞાન ૪
જે નવ વાડ વિશુદ્ધથી ધરે શિયળ સુખદાઈ
ભવ તેનો લવ પછી રહે તત્ત્વવચન એ ભાઈ. ૫

સુંદર શીયળ સુરતરુ મન વાણી ને દેહ
જે નરનારી સેવશે, અનુપમ ફળ લે તેહ ૬
પાત્ર વિના વસ્તુ ન રહે પાત્રે આત્મિક જ્ઞાન,
પાત્ર થવા સેવો સદા બ્રહ્મચર્ય મતિમાન ૭

મનુષ્યપણું આર્યતા જ્ઞાનીના વચનોનું શ્રવણ તે પ્રત્યે આસ્તિક્યપણું, સંયમ તે પ્રત્યે વીર્ય પ્રવૃત્તિ પ્રતિકૂળ યોગોએ પણ સ્થિતિ, અંતપર્યન્ત સંપૂર્ણ માર્ગરૂપ સમુદ્ર તરી જવો એ ઉત્તરોત્તર દુર્લભ અને કઠણ છે, એ નિઃસંદેહ છે

આ દુર્લભ મનુષ્યદેહે કરવા યોગ્ય કાર્ય તો એક જ કે કોઈ પ્રત્યે રાગ અથવા કોઈ પ્રત્યે કિંચિત્ માત્ર દ્વેષ ન રહે સર્વત્ર સમદશા વર્તે એ જ કલ્યાણનો મુખ્ય નિશ્ચય છે

## અમૂલ્ય તત્ત્વવિચાર.

(હરિગીત છંદ)

બહુ પુણ્યકેરા પુંજથી શુભ દેહ માનવનો મળ્યો
તોયે અરે! ભવચક્રનો આંટો નહિ એકે ટળ્યો
સુખ પ્રાપ્ત કરતાં સુખ ટળે છે લેશ એ લક્ષે લહો
ક્ષણ ક્ષણ ભયંકર ભાવમરણે કાં અહો રાચી રહો? ૧
લક્ષ્મી અને અધિકાર વધતાં, શું વધ્યું તે તો કહો?
શું કુટુંબ કે પરિવારથી વધવાપણું એ નય ગ્રહો
વધવાપણું સંસારનું નર દેહને હારી જવો,
એનો વિચાર નહીં અહોહો! એક પળ તમને હવો!! ૨
નિર્દોષ સુખ નિર્દોષ આનંદ લ્યો ગમે ત્યાંથી ભલે
એ દિવ્ય શક્તિમાન જેથી જંજિરેથી નીકળે
પરવસ્તુમાં નહિ મુંઝવો એની દયા મુજને રહી,
એ ત્યાગવા સિદ્ધાંત કે પશ્ચાત્ દુઃખ તે સુખ નહીં ૩

હું કોણ છુ ? ક્યાથી થયો ? શુ સ્વરૂપ છે મારુ ખરૂ ?
કોના સબંધે વળગણા છે ? રાખુ કે, એ પરિહરૂ ?
એના વિચાર વિવેકપૂર્વક શાન ભાવે જો કર્યો
તો સર્વ આત્મિકજ્ઞાનના સિદ્ધાન્તતત્ત્વ અનુભવ્યા. ૪

તે પ્રાપ્ત કરવા વચન કોનુ, સત્ય કેવળ માનવુ ?
નિર્દોષ નરનુ કથન માનો 'તેહ' જેણે અનુભવ્યુ
રે! આત્મ તારો! આત્મ તારો! શીઘ્ર એને ઓળખો
સર્વાત્મમા સમ દ્રષ્ટિ દ્યો આ વચનને હૃદયે લખો ૫

* *

શરીર કોનુ છે? મોહનુ છે માટે અસગ ભાવના રાખવી યોગ્ય છે.

---

अध्रुवे असासयम्मि, ससारम्मि दुक्खपउराए ।
किं नाम होज्ज त कम्मय, जेणाह दुग्गइ न गच्छेज्जा ॥

અર્થ —આ અધ્રુવ અને અશાશ્વત, શારીરિક અને માનસિક પ્રચુર દુ ખમય સસારમા કયુ એવુ કર્મ (અનુષ્ઠાન) છે કે જે અનુષ્ઠાનવડે હુ દુર્ગતિ પ્રત્યે ન જાઉ ?

---

## બાર ભાવના

અનિત્યભાવના —

ઉપજાતિ

વિદ્યુત લક્ષ્મી પ્રભુતા પતગ આયુષ્ય તે તો જળના તરગ
પુરદરી ચાપ અનગરગ, શુ રાચિયે ત્યાં ક્ષણનો પ્રસગ ?

અશરણભાવના —

સર્વજ્ઞનો ધર્મ સુશર્ણ જાણી, આરાધ્ય આરાધ્ય પ્રભાવ આણી
અનાથ એકાંત સનાથ થાશે, એના વિના કોઈ ન બાંહ્ય સ્હાશે

એકત્વભાવના —

ઉપજાતિ

શરીરમાં વ્યાધિ પ્રત્યક્ષ થાય, તે કોઈ અન્યે લઈ ના શકાય
એ ભોગવે એક સ્વ આત્મ પોતે એકત્વ એથી નય સુજ્ઞ ગોતે.

અન્યત્વ ભાવના —

શાર્દૂલવિક્રીડિતમ્

ના મારાં તન રૂપ કાંતિ યુવતી, ના પુત્ર કે ભ્રાત ના,
ના મારાં ભૃત સ્નેહિયો સ્વજન કે, ના ગોત્ર કે જ્ઞાત ના,
ના મારા ધન ધામ યૌવન ધરા, એ મોહ અજ્ઞાત્વના
રે! રે જીવ વિચાર એમ જ સદા અન્યત્વદા ભાવના

અશુચિભાવના —

ગીતિવૃત્ત.

ખાણ મૂત્ર ને મળની, રોગ જરાનું નિવાસનુ ધામ
કાયા એવી ગણીને માન ત્યજીને કર સાર્થક આમ

નિવૃત્તિબોધ —

હરિગીત ૭૬

અનંત સૌખ્ય નામ દુ:ખ ત્યાં રહી ન મિત્રતા!
અનંત દુ:ખ નામ સૌખ્ય પ્રેમ ત્યાં વિચિત્રતા!!

ઉઘાડ ન્યાય નેત્રને, નિહાળ રે! નિહાળ તું,
નિવૃત્તિ શીઘ્રમેવ ધારી, તે પ્રવૃત્તિ બાળ તું

## પરમપદપ્રાપ્તિની ભાવના

### ગુણશ્રેણીસ્વરૂપ

૧ અપૂર્વ અવસર એવો ક્યારે આવશે?
ક્યારે થઈશુ બાહ્યાંતર નિર્ગ્રંથ જો?
સર્વ સબધનુ બધન તીક્ષ્ણ છેદીને
વિચરશુ કવ મહત્પુરુષનો પથ જો. અપૂર્વ૦

૨ સર્વ ભાવથી ઔદાસીન્યવૃત્તિ કરી
માત્ર દેહ તે સયમહેતુ હોય જો
અન્ય કારણે અન્ય કશુ કલ્પે નહી,
દેહે પણ કિંચિત્ મૂર્છા નવ જોય જો. અપૂર્વ૦

૩ દર્શનમોહ વ્યતીત થઈ ઊપજ્યો બોધ જે
દેહ ભિન્ન કેવળ ચૈતન્યનુ જ્ઞાન જો
તેથી પ્રક્ષીણ ચારિત્રમોહ વિલોકિયે
વર્તે એવુ શુદ્ધસ્વરૂપનુ ધ્યાન જો. અપૂર્વ૦

૪ આત્મસ્થિરતા ત્રણ સક્ષિપ્ત યોગની
મુખ્યપણે તો વર્તે દેહપર્યંત જો
ઘોર પરિષહ કે ઉપસર્ગભયે કરી
આવી શકે નહી તે સ્થિરતાનો અંત જો. અપૂર્વ૦

૫ સયમના હેતુથી યોગપ્રવર્તના
સ્વરૂપલક્ષે જિન આજ્ઞા આધીન જો
તે પણ ક્ષણક્ષણ ઘટતી જાતી સ્થિતિમા,
અંતે થાયે નિજસ્વરૂપમા લીન જો. અપૂર્વ૦

૬ પચ વિષયમા રાગદ્વેષ વિરહિતતા
પચ પ્રમાદે ન મળે મનનો ક્ષોભ જો
દ્રવ્ય ક્ષેત્ર ને કાળ ભાવ પ્રતિબધવણ,
વિચરવુ ઉદયાધીન પણ વીતલોભ જો. અપૂર્વ૦

૭ ક્રોધપ્રત્યે તો વર્તે ક્રોધ સ્વભાવતા,
માનપ્રત્યે તો દીનપણાનું માન જો
માયાપ્રત્યે માયા સાક્ષી ભાવની,
લોભપ્રત્યે નહી લોભ સમાન જો. અપૂર્વ૦

૯ બહુ ઉપસર્ગકર્તાપ્રત્યે પણ ક્રોધ નહી,
વંદે ચક્રિ તથાપિ ન મળે માન જો
દેહ જાય પણ માયા થાય ન રોમમાં,
લોભ નહી છો પ્રબળ સિદ્ધિ નિદાન જો. અપૂર્વ૦

૧૦ નગ્નભાવ મુંડભાવ સહ અસ્નાનતા
અદંતધોવન આદિ પરમ પ્રસિદ્ધ જો
કેશ, રોમ નખ કે અંગે શૃંગાર નહી
દ્રવ્યભાવ સંયમમય નિર્ગ્રંથ સિદ્ધ જો અપૂર્વ૦

૧૧ શત્રુ મિત્રપ્રત્યે વર્તે સમદર્શિતા,
માન અમાને વર્તે તેજ સ્વભાવ જો
જીવિત કે મરણે નહી ન્યૂનાધિકતા
ભવ મોક્ષે પણ શુદ્ધ વર્તે સમભાવ જો. અપૂર્વ૦

૧૨ એકાકી વિચરતો વળી સ્મશાનમાં
વળી પર્વતમાં વાઘ સિંહ સંયોગ જો
અડોલ આસન ને મનમાં નહી ક્ષોભતા
પરમ મિત્રનો જાણે પામ્યા યોગ જો અપૂર્વ૦

૧૩ ઘોર તપશ્ચર્યામાં પણ મનને તાપ નહી
સરસ અન્ન, નહી મનને પ્રસન્ન ભાવ જો
રજકણ કે રિદ્ધિ વૈમાનિક દેવની
સર્વે માન્યા પુદ્ગળ એક સ્વભાવ જો અપૂર્વ૦

૧૫ એમ પરાજય કરીને ચારિત્રમોહનો,
આવું ત્યાં જ્યાં કરણ અપૂર્વ ભાવ જો
શ્રેણી ક્ષપકતણી કરીને આરૂઢતા
અનન્ય ચિંતન અતિશય શુદ્ધ સ્વભાવ જો. અપૂર્વ૦

૧૬ મોહ સ્વયંભૂરમણ સમુદ્ર તરી કરી
સ્થિતિ ત્યાં જ્યાં ક્ષીણમોહ ગુણસ્થાન જો
અંત સમય ત્યાં પૂર્ણ સ્વરૂપ વીતરાગ થઈ
પ્રગટાવું નિજ કેવળજ્ઞાન નિધાન જો અપૂર્વ૦

૧૭ ચાર કર્મ ઘનઘાતી તે વ્યવચ્છેદ જ્યાં
ભવનાં બીજતણો આત્યંતિક નાશ જો
સર્વભાવ જ્ઞાતા દૃષ્ટા સહ શુદ્ધતા
કૃતકૃત્ય પ્રભુ વીર્ય અનંત પ્રકાશ જો. અપૂર્વ૦

૧૮ વેદનીયાદિ ચાર કર્મ વર્તે જહાં
બળી સીંદરીવત્ આકૃતિ માત્ર જો
તે દેહાયુષ આધીન જેની સ્થિતિ છે,
આયુષ પૂર્ણે મટિયે દૈહિકપાત્ર જો. અપૂર્વ૦

૧૯ મન વચન કાયા ને કર્મની વર્ગણા
છૂટે જહાં સકળ પુદ્ગલ સંબંધ જો
એવું અયોગિ ગુણસ્થાનક ત્યાં વર્તતું
મહાભાગ્ય સુખદાયક પૂર્ણ અબંધ જો. અપૂર્વ૦

૨૦ એક પરમાણુમાત્રની મળે ન સ્પર્શતા
પૂર્ણ કલંકરહિત અડોલસ્વરૂપ જો
શુદ્ધ નિરંજન ચૈતન્યમૂર્તિ અનન્યમય
અગુરુલઘુ અમૂર્ત, સહજપદરૂપ જો અપૂર્વ૦

૭ ક્રોધપ્રત્યે તો વર્તે ક્રોધ સ્વભાવતા,
માનપ્રત્યે તો દીનપણાનુ માન જો
માયાપ્રત્યે માયા સાક્ષી ભાવની,
લોભપ્રત્યે નહી લોભ સમાન જો  અપૂર્વ૦

૯ બહુ ઉપસર્ગકર્તાપ્રત્યે પણ ક્રોધ નહી,
વદે ચક્રિ તથાપિ ન મળે માન જો
દેહ જાય પણ માયા થાય ન રોમમા,
લોભ નહી છો પ્રબળ સિદ્ધિ નિદાન જો  અપૂર્વ૦

૧૦ નગ્નભાવ, મુડભાવ સહ અસ્નાનતા,
અદતધોવન આદિ પરમ પ્રસિદ્ધ જો
કેશ રોમ નખ કે અગે શૃગાર નહી
દ્રવ્યભાવ સયમમય નિર્ગ્રંથ સિદ્ધ જો  અપૂર્વ૦

૧૧ શત્રુ મિત્રપ્રત્યે વર્તે સમદર્શિતા,
માન અમાને વર્તે તે જ સ્વભાવ જો
જીવિત કે મરણે નહી ન્યૂનાધિકતા
ભવ મોક્ષે પણ શુદ્ધ વર્તે સમભાવ જો  અપૂર્વ૦

૧૨ એકાકી વિચરતો વળી સ્મશાનમા,
વળી પર્વતમાં વાઘ સિંહ સયોગ જો
અડોલ આસન, ને મનમા નહી ક્ષોભતા
પરમ મિત્રનો જાણે પામ્યા યોગ જો.  અપૂર્વ૦

૧૩ ઘોર તપશ્ચર્યામા પણ મનને તાપ નહી
સરસ અન્ને નહી મનને પ્રસન્ન ભાવ જો
રજકણ કે રિદ્ધિ વૈમાનિક દેવની
સર્વે માન્યા પુદ્ગળ એક સ્વભાવ જો  અપૂર્વ૦

૧૫ એમ પરાજય કરીને ચારિત્રમોહનો,
આવું ત્યાં જ્યાં કરણ અપૂર્વ ભાવ જો;
શ્રેણી ક્ષપકતણી કરીને આરૂઢતા,
અનન્ય ચિંતન અતિશય શુદ્ધ સ્વભાવ જો. અપૂર્વ૦

૧૬ મોહ સ્વયંભૂરમણ સમુદ્ર તરી કરી,
સ્થિતિ ત્યાં જ્યાં ક્ષીણમોહ ગુણસ્થાન જો;
અંત સમય ત્યાં પૂર્ણ સ્વરૂપ વીતરાગ થઈ,
પ્રગટાવું નિજ કેવળજ્ઞાન નિધાન જો. અપૂર્વ૦

૧૭ ચાર કર્મ ઘનઘાતી તે વ્યવચ્છેદ જ્યાં,
ભવનાં બીજતણો આત્યંતિક નાશ જો;
સર્વભાવ જ્ઞાતા દ્રષ્ટા સહ શુદ્ધતા,
કૃતકૃત્ય પ્રભુ વીર્ય અનંત પ્રકાશ જો. અપૂર્વ૦

૧૮ વેદનીયાદિ ચાર કર્મ વર્તે જહાં,
બળી સીંદરીવત્ આકૃતિ માત્ર જો;
તે દેહાયુષ આધીન જેની સ્થિતિ છે,
આયુષ પૂર્ણે મટિયે દૈહિક પાત્ર જો. અપૂર્વ૦

૧૯ મન વચન કાયા ને કર્મની વર્ગણા,
છૂટે જહાં સકળ પુદ્ગલ સંબંધ જો;
એવું અયોગી ગુણસ્થાનક ત્યાં વર્તતું,
મહાભાગ્ય સુખદાયક પૂર્ણ અબંધ જો. અપૂર્વ૦

૨૦ એક પરમાણુમાત્રની મળે ન સ્પર્શતા,
પૂર્ણ કલંકરહિત અડોલ સ્વરૂપ જો;
શુદ્ધ નિરંજન ચૈતન્યમૂર્તિ અનન્યમય,
અગુરુલઘુ અમૂર્ત સહજપદરૂપ જો. અપૂર્વ૦

૨૧ પૂર્વ પ્રયોગાદિ કારણના યોગથી
ઊર્ધ્વગમન સિદ્ધાલય પ્રાપ્ત સુસ્થિત જો
સાદિ અનંત અનંત સમાધિ સુખમાં
અનંત દર્શન જ્ઞાન અનંત સહિત જો — અપૂર્વ૦

૨૨ જે પદ શ્રી સર્વજ્ઞે દીઠું જ્ઞાનમાં
કહી શક્યા નહીં પણ તે શ્રી ભગવાન જો
તેહ સ્વરૂપને અન્ય વાણી તે શું કહે?
*અનુભવગોચર માત્ર રહ્યું તે જ્ઞાન જો* — અપૂર્વ૦

૨૩ એહ પરમપદ પ્રાપ્તિનું કર્યું ધ્યાન મેં
ગજા વગર ને હાલ મનોરથરૂપ જો
તોપણ નિશ્ચય રાજચંદ્ર મનને રહ્યો
પ્રભુ આજ્ઞાએ થાશું તે જ સ્વરૂપ જો — અપૂર્વ૦

---

જે દેહધારી સર્વ અજ્ઞાન અને સર્વ કષાયરહિત થયા છે તે દેહધારી મહાત્માને ત્રિકાળ પરમભક્તિથી નમસ્કાર હો. નમસ્કાર હો.

તે મહાત્મા વર્તે છે તે દેહ, ભૂમિને, ઘરને, માર્ગને, આસનાદિ સર્વને નમસ્કાર હો, નમસ્કાર હો.

---

## ભેદજ્ઞાન

(મનહર ૭૬)

૧ જડ ને ચૈતન્ય બંને દ્રવ્યનો સ્વભાવ ભિન્ન
સુપ્રતીતપણે બંને જેને સમજાય છે
સ્વરૂપ ચેતન નિજ, જડ છે સંબંધમાત્ર,
અથવા તે જ્ઞેય પણ પરદ્રવ્યમાંય છે

એવો અનુભવ તણો પ્રકાશ ઉલ્લસિત થતો,
જડથી ઉદાસી તેને આત્મવૃત્તિ થાય છે
કાયાની વિસારી માયા સ્વરૂપે શમાયા એવા
નિર્ગ્રંથનો પંથ ભવઅન્તનો ઉપાય છે

૨ દેહ જીવ એક રૂપે ભાસે છે અજ્ઞાન વડે,
ક્રિયાની પ્રવૃત્તિ પણ તેથી તેમ થાય છે
જીવની ઉત્પત્તિ અને રોગ શોક દુઃખ મૃત્યુ,
દેહનો સ્વભાવ જીવપદમાં જણાય છે
એવો જે અનાદિ એકરૂપનો મિથ્યાત્વભાવ
જ્ઞાનીના વચન વડે દૂર થઈ જાય છે
ભાસે જડ ચૈતન્યનો પ્રગટ સ્વભાવ ભિન્ન
બન્ને દ્રવ્ય નિજ નિજ રૂપે સ્થિત થાય છે

૩ જન્મ જરા ને મૃત્યુ, મુખ્ય દુઃખના હેતુ
કારણ તેના બે કહ્યાં રાગ-દ્વેષ અણહેતુ

૪ વચનામૃત વીતરાગનાં પરમ શાંતરસ મૂળ
ઔષધ જે ભવરોગનાં કાયરને પ્રતિકૂળ

૫ પ્રાણીમાત્રનો રક્ષક બાંધવ ને હિતકારી એવો
કોઈ ઉપાય હોય તો તે વીતરાગનો ધર્મ જ છે

૬ સત્જનો! જિનવરેન્દ્રોએ લોકાદિ જે સ્વરૂપ નિરૂપણ કર્યાં છે તે અલંકારિક ભાષામાં યોગાભ્યાસ અને લોકાદિ સ્વરૂપનું નિરૂપણ છે જે પૂર્ણ યોગાભ્યાસ વિના જ્ઞાનગોચર થવા યોગ્ય નથી માટે તમારાં અપૂર્ણ જ્ઞાનને આધારે વીતરાગનાં વાક્યોનો વિરોધ કરતા નહીં પણ યોગનો અભ્યાસ કરી પૂર્ણતાએ તે સ્વરૂપના જ્ઞાતા થવાનું રાખજો

## વીતરાગ ધર્મ

વીતરાગનો કહેલો પરમ શાંત રસમય ધર્મ પૂર્ણ સત્ય છે, એવો નિશ્ચય રાખવો જીવના અનધિકારીપણાને લીધે તથા સત્પુરુષના યોગ વિના સમજાતું નથી તો પણ તેના જેવું જીવને સંસાર રોગ મટાડવાને બીજું કોઈ હિતકારી ઔષધ નથી, એવું વારંવાર ચિંતવન કરવું

આ પરમ તત્વ છે તેનો મને સદાય નિશ્ચય રહો એ યથાર્થ સ્વરૂપ મારા હૃદયને વિષે પ્રકાશ કરો અને જન્મમરણાદિ બંધનથી અત્યંત નિવૃત્તિ થાઓ ! નિવૃત્તિ થાઓ !

હે જીવ ! આ કલેશરૂપ સંસાર થકી વિરામ પામ વિરામ પામ કાંઈક વિચાર પ્રમાદ છોડી જાગૃત થા ! જાગૃત થા ! ! નહિતો રત્નચિંતામણિ જેવો આ મનુષ્ય દેહ નિષ્ફળ જશે

હે જીવ ! હવે તારે સત્પુરુષની આજ્ઞા નિશ્ચયે ઉપાસવા યોગ્ય છે

### આત્મસ્વસ્થતા અર્થે ગ્રંથીભેદ–સત્સમાગમ

આત્મા અત્યંત-સહજ-સ્વસ્થતા પામે એ જ સર્વજ્ઞાનનો સાર શ્રી સર્વજ્ઞે કહ્યો છે

અનાદિકાળથી જીવે અસ્વસ્થતા નિરંતર આરાધી છે, જેથી સ્વસ્થતા પ્રત્યે આવવું તેને દુર્ગમ પડે છે શ્રી જિને એમ કહ્યું છે કે યથાપ્રવૃત્તિકરણ સુધી જીવ અનંતીવાર આવ્યો છે પણ જે સમયે ગ્રંથીભેદ થવા સુધી આવવાનું થાય છે ત્યારે ક્ષોભ પામી પાછો સંસાર પરિણામી થયા કરે છે ગ્રંથીભેદ થવામાં જે વીર્યગતિ જોઈએ તે થવાને અર્થે જીવે નિત્ય પ્રત્યે સત્સમાગમ, સદ્વિચાર અને સદ્ગ્રંથનો પરિચય નિરંતરપણે કરવો શ્રેયભૂત છે

કષાય એ બંધના હેતુ

' જીવને બંધના હેતુ બે—રાગ અને દ્વેષ.''

રાગને અભાવે દ્વેષનો અભાવ થાય. રાગનુ મુખ્યપણું છે '

રાગને લીધે જ સંયોગમાં આત્મા તન્મય વૃત્તિમાન છે તે જ કર્મ મુખ્યપણે છે

જેમ જેમ રાગદ્વેષ મંદ તેમ તેમ કર્મબંધ મંદ અને જેમ જેમ રાગદ્વેષ તીવ્ર તેમ તેમ કર્મબંધ તીવ્ર રાગદ્વેષનો અભાવ ત્યાં કર્મબંધનો સાંપરાયિક અભાવ

' રાગદ્વેષ થવાનુ મુખ્ય કારણ મિથ્યાત્વ એટલે અસમ્યગ્દર્શન છે

' સમ્યગ્જ્ઞાનથી સમ્યગ્દર્શન થાય છે તેથી અસમ્યગ્દર્શન નિવૃત્તિ પામે છે, તે જીવને સમ્યક્ચારિત્ર પ્રગટે છે જે વીતરાગ દશા છે

' સંપૂર્ણ વીતરાગ દશા જેને વર્તે છે તે ચરમશરીરી જાણીએ છીએ ''

---

## માફીની કબુલાત

જગદ્ ભૂષણ જિનવરા જગદ્ વંદ્ય જગમાંય
યશ કર્મના દૂષણને પાવન કરો પ્રભાવ

* * *

કીધાં હશે કુકર્મ દેહે તમ પ્રતિ આ વરસમાં
બોલ્યાં હશે વળી વાક્શસ્ત્રો, તમ પ્રતિ આ વરસમાં
ચિંતવ્યું હશે બૂરૂં તમારૂં, મન મહિ આ વરસમાં,
દોષ અગણિત મમ થકી એવા થયા આ વરસમાં
એ દોષનો દેણદાર હું, દેવું પતાવા મરૂં મથી
આપી મૂકી વિણ લાજ પ્રભુજી, હાથ મુજ રહેતી નથી

બધાર બની બધે વાગજો દિસામ એ મુગીર થકી,
જરૂર જરેલા હાર્દ તોડો, કાલ મૃત્યુ છે નકી

સ્મૃતિનુ સરોવર જોઈએ તેવુ નિર્મળ નથી હોવાથી જન્મ પામેલી 'હરો' એવી ઉડાઉ કબૂલાત માહીની પરમ જિજ્ઞાસાને નેથ પણ ક્ષીણ કરતી નથી, એમ વિચારશો

દીપના દાવાનળને બૂઝાવનાર પરમ શીતનમન પર્વનો અદ્ભુત અનુભવ માત્ર દોર રહિત વિરલાને જ થાય. મમ જેવા રાંને શું ?

એજ નામુ માંડી વાળવા વિનતિ.

---

## મિચ્છામિ દુક્કડ

આ ભવ ને ભવો-ભવ મહિ, થયુ વેર વિરોધ
અંધ બની અજ્ઞાનથી, કર્યો અતિશય ક્રોધ—
તે સવે મિચ્છામિ દુક્કડ
જીવ ખમાવુ છુ સવિ, ક્ષમા કરજો સદાય,
વેર વિરોધ ટળી જજો, અક્ષય પ સુખ સોય
સમભાવે આતમ થવો.
ભારે કર્મી જીવડા, પીવે વેરનુ ઝેર
ભવાબ્ધીમાં તે ભમે પામે નહિ શિવ લહેર
ધર્મનુ મર્મ વિચારજો.

---

## પ્રભુસ્તુતિ

સુખધામ અનત સુસત ચહિ નિરાત્ર રહે તદ્ ધ્યાનમહિ
પરમશાતિ અનત સુધામય જે પ્રણમુ પદ તે વર તે જય તે
દર્શન દેવદેવસ્ય, દર્શન પાપનાશનમ્,
દર્શન સ્વર્ગસોપાનમ્, દર્શન મોક્ષસાધનમ્

ૐ

નમો અરિહંતાણં, નમો સિદ્ધાણં નમો આયરિયાણં,
નમો ઉવજ્ઝાયાણં નમો લોએ સવ્વસાહૂણં ૧

અર્થ—કર્મરૂપી વૈરીનો પરાજય કર્યો છે એવા અર્હન્ત ભગવાન, શુદ્ધ ચૈતન્યપદમાં સિદ્ધાનંદે બિરાજમાન છે એવા સિદ્ધ ભગવાન્ જ્ઞાન દર્શન ચારિત્ર તપ અને વીર્ય એવા મોક્ષના પાંચ આચારમાં પ્રવર્ત્તમાન છે એવા આચાર્ય ભગવાન દ્વાદશાંગના અભ્યાસી અને તે શ્રુત શબ્દ અર્થ અને રહસ્યથી અન્ય ભવ્ય જીવોને અધ્યયન કરાવનાર એવા ઉપાધ્યાય ભગવાન તથા મોક્ષમાર્ગને આત્મ જાગૃતિપૂર્વક સાધતા એવા સાધુ ભગવાનને હું પરમભક્તિથી નમસ્કાર કરું છું

મોક્ષમાર્ગસ્ય નેતારં ભેત્તારં કર્મભૂભૃતામ્
જ્ઞાતારં વિશ્વતત્ત્વાનાં વંદે તદ્ગુણલબ્ધયે

અર્થ—મોક્ષમાર્ગના નેતા કર્મરૂપ પર્વતના ભેત્તા (ભેદનાર) વિશ્વ (સમગ્ર) તત્ત્વના જ્ઞાતા–તેને તે ગુણોની પ્રાપ્તિ અર્થે હું વંદન કરું છું

પ્રશમરસનિમગ્નં દૃષ્ટિયુગ્મં પ્રસન્નં
વદનકમલમંકઃ કામિનીસંગશૂન્યઃ
કરયુગમપિ યત્તે શસ્ત્રસંબંધવંધ્યં
તદસિ જગતિ દેવો વીતરાગસ્ત્વમેવ

અર્થ—તારા બે ચક્ષુ પ્રશમરસમાં ડૂબેલા છે પરમશાંત રસને ઝીલી રહ્યાં છે તારું મુખકમળ પ્રસન્ન છે તેમાં પ્રસન્નતા વ્યાપી રહી છે, તારો ખોળો સ્ત્રીના સંગથી રહિત છે તારા બે હાથ શસ્ત્રસંબંધ વિનાના છે તારા હાથમાં શસ્ત્ર નથી આમ તું જ વીતરાગ જગતમાં દેવ છે

નમો દુર્વારરાગાદિવૈરિવારનિવારણે
અર્હતે યોગિનાથાય મહાવીરાય તાયિને.

**અર્થ**—વાર્યો વારી ન શકાય, વારતા બહુ બહુ મુશ્કેલ એવા રાગ, દ્વેષ અને અજ્ઞાનરૂપી શત્રુના સમૂહને જેણે વાર્યો, જીત્યા જે વીતરાગ સર્વજ્ઞ થયા વીતરાગ સર્વજ્ઞ થતાં જે અર્હંત, પૂજવા યોગ્ય થયા, અને વીતરાગ અર્હંત થતા મોક્ષાર્થે પ્રવર્તન છે જેનું એવા જુદા જુદા યોગીઓના જે નાથ થયા—નેતા થયા અને એમ નાથ થતા જે જગતના નાથ તાત, ત્રાતા થયા એવા જે મહાવીર તેને નમસ્કાર હો.

---

તુભ્યં નમસ્ત્રિભુવનાર્તિહરાય નાથ !,
તુભ્યં નમઃ ક્ષિતિતલામલભૂષણાય
તુભ્યં નમસ્ત્રિજગતઃ પરમેશ્વરાય
તુભ્યં નમો જિન ! ભવોદધિશોષણાય

**ભાવાર્થ**—ત્રણ જગતના જીવોની પીડાને હરનારા હે નાથ ! તમને નમસ્કાર હો પૃથ્વીતળના નિર્મળ આભૂષણ ! તમને નમસ્કાર હો, ત્રણ જગતના પરમેશ્વર ! તમને નમસ્કાર હો સંસારરૂપ સમુદ્રનું શોષણ કરનારા હે જિનેશ્વર ! તમને નમસ્કાર હો

ત્વં નાથ ! દુઃખિજનવત્સલ ! હે શરણ્ય !
કારુણ્યપુણ્યવસતે ! વશિનાં વરેણ્ય !।
ભક્ત્યા નતે મયિ મહેશ ! દયાં વિધાય,
દુઃખાઙ્કુરોદ્દલનતત્પરતાં વિધેહિ ॥

**અર્થ**—હે નાથ ! હે દુઃખી જનના દયાળુ ! હે શરણ કરવા લાયક ! હે દયાના પવિત્ર સ્થાન ! જિતેંદ્રિયો મધ્યે હે શ્રેષ્ઠ ! હે મોટા ઈશ ! ભક્તિવડે નમેલ એવા મારા પ્રત્યે દયા કરીને તમે દુઃખના અંકુરનો વિનાશ કરવામાં તત્પરતા કરો

---

ભક્તિ જ્ઞાનનો હેતુ છે જ્ઞાન મોક્ષનો હેતુ છે

જીવ માત્ર જ્ઞાન-સ્વભાવી છે ભક્તિના બળે જ્ઞાન નિર્મળ થાય છે, નિર્મળ જ્ઞાન મોક્ષનો હેતુ થાય છે

---

## પ્રભુ પ્રત્યે દીનત્વ

(દોહરા)

હે પ્રભુ! હે પ્રભુ! શું કહું? દીનાનાથ દયાળ
હું તો દોષ અનંતનું ભાજન છું કરુણાળ ૧

શુદ્ધ ભાવ મુજમાં નથી નથી સર્વ તુજરૂપ
નથી લઘુતા કે દીનતા શું કહું પરમસ્વરૂપ? ૨

નથી આજ્ઞા ગુરુદેવની અચળ કરી ઉરમાંહિ
આપતણો વિશ્વાસ દૃઢ ને પરમાદર નાહિ ૩

જોગ નથી સત્સંગનો નથી સત્સેવા જોગ
કેવળ અર્પણતા નથી, નથી આશ્રય અનુયોગ ૪

'હું પામર શું કરી શકું?' એવો નથી વિવેક
ચરણ શરણ ધીરજ નથી મરણ સુધીની છેક ૫

અચિંત્ય તુજ મહાત્મ્યનો નથી પ્રફુલ્લિત ભાવ
અંશ ન એકે સ્નેહનો ન મળે પરમ પ્રભાવ ૬

અચળરૂપ આસક્તિ નહિ નહીં વિરહનો તાપ
કથા અલભ તુજ પ્રેમની નહિ તેનો પરિતાપ ૭

ભક્તિમાર્ગ પ્રવેશ નહિ, નહિ ભજન દૃઢ ભાન
સમજ નહિ નિજધર્મની નહિ શુભ દેશે સ્થાન ૮

કાળદોષ કળિથી થયો, નહિ મર્યાદા ધર્મ
તોય નહીં વ્યાકુળતા, જુઓ પ્રભુ મુજ કર્મ!

સેવાને પ્રતિકૂળ જે, તે બધન નથી ત્યાગ
દેહેંદ્રિય માને નહીં, કરે બાહ્ય પર રાગ

તુજ વિયોગ સ્ફુરતો નથી, વચન નયન યમ નાંહિ
નહિ ઉદાસ અભક્તિથી, તેમ ગૃહાદિક માંહિ

અહંભાવથી રહિત નહિ સ્વધર્મ સચય નાંહિ
નથી નિવૃત્તિ નિર્મળપણે અન્ય ધર્મની કાંઈ

એમ અનત પ્રકારથી સાધન રહિત હુંય
નહીં એક સદ્‌ગુણ પણ, મુખ બતાવું શુંય?

કેવળ કરુણા-મૂર્તિ છો, દીનબંધુ દીનનાથ
પાપી પરમ અનાથ છુ ગ્રહો પ્રભુજી હાથ

અનત કાળથી આથડ્યો, વિના ભાન ભગવાન
સેવ્યા નહિ ગુરુ સતને, મૂક્યુ નહિ અભિમાન

સત ચરણ આશ્રય વિના, સાધન કર્યાં અનેક
પાર ન તેથી પામિયો ઊગ્યો ન અશ વિવેક

સહુ સાધન બધન થયા રહ્યો ન કોઈ ઉપાય
સત્ સાધન સમજ્યો નહીં, ત્યાં બધન શું જાય?

પ્રભુ પ્રભુ લય લાગી નહીં, પડ્યો ન સદ્‌ગુરુ પાય
દીઠા નહિ નિજ દોષ તો, તરિયે કોણ ઉપાય?

અધમાધમ અધિકો પતિત સકળ જગતમા હુંય
એ નિશ્ચય આવ્યા વિના, સાધન કરશે શુંય?

પડી પડી તુજ પદ પંકજે, ફરિ ફરિ માગુ એજ
સદ્‌ગુરુ સત સ્વરૂપ તુજ, એ દ્રઢતા કરિ દેજ

---

## ક્ષમાપના

હે ભગવાન! હું બહુ ભૂલી ગયો. મેં તમારાં અમૂલ્ય વચનોને લક્ષમાં લીધાં નહીં, તમારાં કહેલાં અનુપમ તત્ત્વનો મેં વિચાર કર્યો નહીં. તમારા પ્રણીત કરેલા ઉત્તમ શીલને સેવ્યું નહીં. તમારાં કહેલાં દયા, શાંતિ, ક્ષમા અને પવિત્રતા મેં ઓળખ્યાં નહીં.

હે ભગવન્! હું ભૂલ્યો, આથડ્યો-રઝળ્યો અને અનંત સંસારની વિટંબનામાં પડ્યો છું. હું પાપી છું. હું બહુ મદોન્મત્ત અને કર્મરજથી કરીને મલિન છું.

હે પરમાત્મા! તમારાં કહેલાં તત્ત્વ વિના મારો મોક્ષ નથી. હું નિરંતર પ્રપંચમાં પડ્યો છું. અજ્ઞાનથી અંધ થયો છું. મારામાં વિવેકશક્તિ નથી અને હું મૂઢ છું, નિરાશ્રિત છું, અનાથ છું. નિરાગી પરમાત્મા! હવે હું તમારું, તમારા ધર્મનું અને તમારા સાધુનું શરણ ગ્રહું છું. મારા અપરાધ ક્ષય થઈ હું તે સર્વ પાપથી મુક્ત થઉં એ મારી અભિલાષા છે. આગળ કરેલાં પાપોનો હું હવે પશ્ચાત્તાપ કરું છું. જેમ જેમ હું સૂક્ષ્મ વિચારથી ઊંડો ઊતરું છું, તેમ તેમ તમારા તત્ત્વના ચમત્કારો મારા સ્વરૂપનો પ્રકાશ કરે છે. તમે નિરાગી, નિર્વિકારી, સચ્ચિદાનંદ સ્વરૂપ, સહજાનંદી, અનંતજ્ઞાની, અનંતદર્શી અને ત્રૈલોક્ય પ્રકાશક છો. હું માત્ર મારા હિતને અર્થે તમારી સાક્ષીએ ક્ષમા ચાહું છું. એક પળ પણ તમારાં કહેલાં તત્ત્વની શંકા ન થાય, તમારા કહેલા રસ્તામાં અહોરાત્ર હું રહું, એ જ મારી આકાંક્ષા અને વૃત્તિ થાઓ!

હે સર્વજ્ઞ ભગવન્! તમને હું વિશેષ શું કહું? તમારાથી કંઈ અજાણ્યું નથી. માત્ર પશ્ચાત્તાપથી હું કર્મજન્ય પાપની ક્ષમા ઇચ્છું છું.

ૐ શાન્તિ શાન્તિ શાન્તિ

---

## અશુદ્ધ આત્માની શુદ્ધાત્માને અરજ

હે પરમેશ્વર! શુદ્ધાત્મા! મારા હૃદયને દયાથી ભરપુર કર. હે સત્ય! મારા હૃદયમાં આવ

હે શીલના સ્વામી! મને કુશીલથી બચાવ મને સંતોષથી ભરપૂર કર કે હુ પરવસ્તુ પર નજર ન કરુ જે જેને ભોગવવાને તે આપ્યું તે હુ ના ચાહુ

તુ નિષ્પાપ પૂર્ણ પવિત્ર છે તારી પવિત્રતા મારામા ભર. મને પાપરહિત કર જ્ઞાન, ધૈર્ય, શાન્તિ અને નિર્ભયતા મને આપ તારાં પવિત્ર વચનથી મારાં પાપ ધો

હે આનંદ! મને આનંદથી ભરપૂર કર, મને તારી તરફ ખેંચ.

હે દેવ! મેં તારી આજ્ઞા તોડી છે, તો મારો હવે શુ હવાલ થશે?

હુ પાપમા બૂડી રહ્યો છુ હુ દર સમય પાપના કામમા જ હર્ષ માની રહ્યો છુ તારી કૃપાનનુ તેજ મારી તરફ આવ્યુ કે તું મને પોતા તરફ બોલાવે છે તારી પવિત્રતા મને દર વખત ચેતવે છે કે આ પાપમા તુ ના પેશ માટે હવે હુ તારી પવિત્રતાનુ સન્માન કરુ મને પવિત્ર આત્માથી ભરપૂર કર

તારી સર્વ આજ્ઞા પાળવાની બુદ્ધિ તથા શક્તિ મને આપ મોહ શત્રુના કબજાથી મને છોડાવ, હુ બાળક છું માટે દર સમય મને બચાવ પડવા ન દે મને તારામા રાખ, તુ મારામા રહે જે તારી કૃપાનજર થઈ તે પૂરી કર

તારા સિવાય કોઈ દાતા નથી તારી આજ્ઞાના બગીચામાથી મને બહાર ના મૂક તારી શાન્તિના સમુદ્રમાં મને ઝીલાવ તારો સર્વ મહિમા મને દેખાડ

તું આનં છે તુ પ્રેમ છે તુ દયા છે, તું સત્ય છે તુ સ્થિર છે તુ અચળ છે, તું નિર્ભય છે, તું એક શુદ્ધ, નિત્ય છે, તુ અબાધિત છે તારા અક્ષય ગુણથી મને ભરપૂર કર

દૈહિક કામનાથી અને વિકારની બીખથી મારા ચિત્તને વાર ક્ષણી તૃપ્તિથી બચાવ મારા સર્વે વિઘ્ન દૂર કર કે સ્થિરતા અને આનંદથી હુ તારી સિદ્ધિને અનુભવુ

મારી સર્વ શુભેચ્છા તારા વચનપસાયથી પૂર, સાચા માર્ગ બતાવનાર ગુરુના પસાયથી પૂર મને જૂઠા હઠયાથી અને જૂઠા ધર્મથી છોડ, કુગુરુના ફંદથી બચાવ

તારા પસાયથી મન, વચન ને શરીર આદિ જે શક્તિ હુ પામો છુ તે સર્વ શકિત હુ ખોટા વા પાપના કામમા ન વાપરુ, અને કોઈ વખત ન ભુલાવુ એ બુદ્ધિ આપ

તારા પસાયથી હુ સર્વને સુખનુ કારણ થાઉ, કોઈને દુખનુ કારણ ન થાઉ માટે મને સત્ય અને દયાથી ભરપૂર કર અને જે મને યોગ્ય હોય તે આપ ખોટા મનોરથ અને વ્યર્થ વિચારથી હમેશા બચાવ

## ધ્યાનની પ્રક્રિયા

૧ નિર્મળ એવા કોઈ પદાર્થને વિષે દષ્ટિનું સ્થાપન કરવાનો અભ્યાસ કરીને પ્રથમ તેને અચપળસ્થિતિમા આણવી

૨ એવું કેટલુક અચપળપણુ પ્રાપ્ત થયા પછી જમણા ચક્ષુને વિષે ચંદ્ર સ્થિત છે એવી ભાવના કરવી

૩ એ ભાવના જ્યાં સુધી તે પદાર્થના આકારાદિના દર્શનને આપે નહી ત્યા સુધી સુદૃઢ કરવી

૪ તેવી સુદઢતા થયા પછી ચંદ્રને જમણા ચક્ષુને વિષે અને સૂર્યને વામ ચક્ષુને વિષે સ્થાપન કરવા

૫ એ ભાવના જ્યાં સુધી તે પદાર્થનાં આકારાદિ દર્શનને આપે નહીં ત્યાં સુધી સુદૃઢ કરવી (આ જે દર્શન કહ્યું છે તે ભાસમાન દર્શન સમજવું)

૬ એ એ પ્રકારની ઉત્તમ સુદૃઢ ભાવના સિદ્ધ થયે ભ્રૂકુટીના મધ્યભાગને વિષે તે બ નેનું ચિંતન કરવું

૭ પ્રથમ તે ચિંતન દૃષ્ટિ ઉઘાડી રાખી કરવું

૮ ઘણા પ્રકારે તે ચિંતન દૃઢ થયા પછી દૃષ્ટિ બંધ રાખવી તે પદાર્થના દર્શનની ભાવના કરવી

૯ તે ભાવનાથી દર્શન સુદૃઢ થયા પછી તે બ ને પ્રાધે અનુક્રમે હૃદયને વિષે એક અષ્ટદલકમળનું ચિંતન કરી સ્થાપિત કરવા

૧૦ હૃદયને વિષે એવું એક અષ્ટદલકમળ માનવામાં આવ્યું છે તથાપિ તે વિમુખમુખે રહ્યું છે, એમ માનવામાં આ યુ છે, જેથી સ મુખમુખે તેને ચિંતવવું અર્થાત્ સુલટું ચિંતવવું

૧૧ તે અષ્ટદલકમળને વિષે પ્રથમ ચંદ્રના તેજને સ્થાપન કરવું પછી સૂર્યના તેજને સ્થાપન કરવું અને પછી અખંડ દિવ્યાકાર એવી અગ્નિની જ્યોતિનું સ્થાપન કરવું

૧૨ તે ભાવના દૃઢ થયે પૂર્ણ છે જેનું જ્ઞાન દર્શન અને આત્મચારિત્ર એવા શ્રી વીતરાગદેવ તેની પ્રતિમા મહાતેજોમય સ્વરૂપે તેને વિષે ચિંતવવી

૧૩ તે પરમ દિવ્ય પ્રતિમા, નહીં બાળ યુવા અને વૃદ્ધ એવા દિવ્યસ્વરૂપે ચિંતવવી

૧૪ સંપૂર્ણ જ્ઞાન દર્શન ઉત્પન્ન થવાથી સ્વરૂપસમાધિને વિષે શ્રી વીતરાગદેવ અત્ર છે, એમ ભાવવું

૧૫ સ્વરૂપસમાધિને વિષે સ્થિત એવા તે સ્વરૂપમાં જ તદાકાર છે એમ ભાવવું

૧૬ તેમના મૂર્ધસ્થાનને વિષે તે વખતે હુકારનો [ પાઠ ઓંકારનો ] ધ્વનિ થયા કરે છે એમ ભાવવુ

૧૭ તે ભાવનાઓ દૃઢ થયે તે હુકાર [ પાઠ ઓંકાર ] સર્વ પ્રકારના વક્તવ્ય જ્ઞાનને ઉપદેશે છે, એમ ભાવવું

૧૮ જે પ્રકારના સમ્યક્‌માર્ગે કરી વીતરાગદેવ વીતરાગ નિષ્પન્નતાને પામ્યા એવુ જ્ઞાન તે ઉપદેશનુ રહસ્ય છે, એમ ચિતવતા તે જ્ઞાન તે શુ ? એમ ભાવવુ

૧૯ તે ભાવના દૃઢ થયા પછી તેમણે જે દ્રવ્યાદિ પદાર્થો કહ્યા છે તેનુ ભાવે કરી આત્માને સ્વસ્વરૂપમા ચિતવવો—સર્વાગ ચિતવવો

ધ્યાનના ઘણા ઘણા પ્રકાર છે એ સર્વમા શ્રેષ્ઠ એવુ તો આત્મા જેમાં મુખ્યપણે વર્તે છે તે ધ્યાન કહેવાય છે અને એજ આત્મધ્યાનની પ્રાપ્તિ, ઘણુ કરીને આત્મજ્ઞાનની પ્રાપ્તિ વિના થતી નથી. એવુ જે આત્મજ્ઞાન તે યથાર્થ બોધની પ્રાપ્તિ શિવાય ઉત્પન્ન થતુ નથી. એ યથાર્થ બોધની પ્રાપ્તિ ઘણુ કરીને ક્રમે કરીને ઘણા જીવોને થાય છે અને તેનો મુખ્ય માર્ગ તે બોધસ્વરૂપ એવા જ્ઞાની પુરુષનો આશ્રય કે સગ અને તેને વિષે બહુમાન પ્રેમ એ છે જ્ઞાની પુરુષનો તેવો સગ જીવને અનતકાળમા ઘણીવાર થઈ ગયો છે તથાપિ આ પુરુષ જ્ઞાની છે માટે હવે તેનો આશ્રય ગ્રહણ કરવો એ જ કર્તવ્ય છે એમ જીવને ભાન આવ્યુ નથી અને તે જ કારણ જીવને પરિભ્રમણનુ થયુ છે, એમ અમને તો દૃઢ કરીને લાગે છે

જ્ઞાની પુરુષનુ ઓળખાણ નહી થવામા ઘણુ કરીને જીવના ત્રણ મોટા દોષ જાણીએ છીએ. એક તો 'હુ જાણુ છઉ' 'હુ સમજુ છઉ' એવા પ્રકારનુ જે માન જીવને રહ્યા કરે છે તે માન. બીજુ પરિગ્રહાદિકને વિષે જ્ઞાની પુરુષપર રાગ કરતા પણ વિશેષ રાગ ત્રીજુ લોકભયને લીધે અપકીર્તિભયને લીધે અને અપમાનભયને લીધે જ્ઞાનીથી વિમુખ રહેવુ તેના પ્રત્યે જેવુ વિનયાન્વિત થવુ જોઇએ

અતમાજે જેની સ્મૃતિ, જેનો મન, જેનો બોધ,
આનબન સાચુ બની છવને ઉદ્ધારે છે
વિનોકનો સારસાર સર્વોપરી વ્હાલા ધાર
માગનિક ગુરુ ચર્જો, અતમા પ્રણામ છે 10

## (૮) શરીર પર્યાય પર વિચાર

(લેખક સ્વ પૂ અમૃતણ ઋષિજી મ.

1 અહો અનિ આશ્ચર્ય છે કે અનંત પરમાણુ પુદ્ગલોનો સમૂહ મળીને આ શરીર-પિંડ નિર્માણ થયો હતો અને જોતજોતામાં તે નષ્ટ થવા લાગ્યો જુઓ પુદ્ગલોની આ કેવી વિચિત્રતા છે !

(૨) અહો જિનેન્દ્ર ભગવાન આપે કહ્યુ છે કે અધ્રુવ અમાસયમ્મિ અર્થાત્ આ પુદ્ગલપિંડ (શરીર) અધ્રુવ (અસ્થિર) અને અશાશ્વત (અનિત્ય) છે આ કથનનો આજના દિવસો સુધી મે વિચાર ન કર્યો પરન્તુ હવે શરીરની આ વિનાશમય રચના જોઈને, મને નિશ્ચય થઈ ગયો છે કે આપનુ કથન સપૂર્ણ અંશે સત્ય છે

(૩) જેમ મનુષ્યોના સમૂહ મીલનને મેળો કહેવામા આવે છે, તે કાલાન્તરે વિખરાઈ જવાથી શૂન્યાગાર બની જાય છે તેમ કુટુંબોના સબંધરૂપી સંસાર રૂપી મેળો બન્યો છે તેનો પણ વિખેરાઈ જવાનો સ્વભાવ છે જેમ મેળામા હાજર થયેલા લોકો મેળો વિખેરાઈ જતા તેની ફિકર કરતા નથી તેમ હુ (ચૈતન્ય) પણ લોક છુ, મને આ શરીર-પર્યાય છૂટી જાય તેની ફિકર નથી

(૪) જગતનો કર્તા હર્તા કોઈ પણ નથી સર્વ પદાર્થો સ્વભાવથી જ મળે છે અને સ્વભાવથી જ છૂટા પડે છે એજ પ્રમાણે આ શરીરનો સંયોગ પણ સ્વાભાવિક રીતે જ મળે છે અને સ્વાભાવિક રીતે જ છૂટો પડે છે મારા રાખવાથી સયોગ રહેતો નથી અને છૂટો કરવાથી છૂટો થતો નથી, તો પછી તેના વિયોગની ફિકર માટે શા માટે કરવી જોઈએ ? અર્થાત્ જરા પણ ફિકર કરવી જોઈએ નહિ, જે બનવાનુ છે તે બને જ છે

(૫) હું (ચૈતન્ય) મારૂ સ્વભાવનો ભલો ભોગતા અનુભવિક અને જ્ઞાન સ્વરૂપ છું આ મારૂ સ્વભાવ અવિનાશી છે અને શરીર નાશવાન છે શરીરનો નાશ થતા છતાં પણ મારા સ્વભાવનો નાશ થતો નથી એટલા માટે મારે શરીરની ચિંતા કરવી અનુચિત છે ।

(૬) અહો જિને ! આ સુધી હું આ શરીરને મારૂ માનતો હતો પરન્તુ હવે મને સત્યનો આભાસ થયો કે આ મારી અજ્ઞાનતા છે કારણ કે આ શરીર મારી ઈચ્છા વગર જ મારા શત્રુઓ જે રોગ અને વૃદ્ધાવસ્થા છે તેની સાથે મળી ગયુ તથા મૃત્યુ સાથે મળવા તૈયાર થઈ ગયેલ છે જો શરીર મારૂ હોત તો તે મારા શત્રુઓ સાથે મળી જઈને મને દુઃખી કરવા માટે કેમ તત્પર થાત ! આવા સ્વામી દ્રોહીને મારૂ માનવુ મને ઉચિત નથી એટલે હવે તે મારૂ નથી હવે તે રહે તોય ભલે અને જાય તોય ભલે મને તેની ફિકર નથી

(૭) રે ભોળા જીવ આ શરીરને માતા-પિતા મારો પુત્ર કહે છે, ભ્રાતા-ભગિની મારો ભાઈ કહે છે કાકા-કાકી મારો ભતીજો કહે છે મામા-મામી મારો ભાણેજ કહે છે સ્ત્રી મારો પતિ કહે છે પુત્ર-પુત્રી મારા પિતા કહે છે ઈત્યાદિ સઘળા મારો કહે છે અને તુ તારો માને છો ! હવે આ શરીર કોનુ કોનું છે, પરમાર્થથી વિચારો તો કોઈનુ પણ નથી કારણ કે તેને રાખવા માટે સર્વે કોઈ અસમર્થ છે એટલા માટે સઘળા કુટુંબીઓ પ્રત્યેના મમત્વભાવનો પરિત્યાગ કર અને અપ્રમત્ત થઈને નિત્યાત્મક કિન્તુ સચ્ચિદાત્મક છે એમ માની હવે નિજ સ્વભાવમા રમણ કરવુ હિતાવહ છે

(૮) હે આત્મન્ ! આ શરીર અપાર ઈન્દ્રજાળની માયા સમાન છે તે ક્ષણક્ષણમા પરિવર્તનને પામે છે તે જો બાલ્યાવસ્થામા આ શરીર સૌને વ્હાલુ લાગે છે યુવાવસ્થામા મનોહર બને છે અને સ્ત્રી પુરુષોના મનને હરે છે અને વૃદ્ધાવસ્થા આવતા સૌ કોઈની ઘૃણાને

અનમાજે જેની સ્મૃતિ, જેનો મત્ર, જેનો બોધ,
આનબન સાચુ બની જીવને ઉદ્ધારે છે
વિનોદનો સારસાર સર્વોપરી શ્રા ધાર,
માગલિક ગુરુ ચર્ણે, અતમા પ્રણામ છે ૧૦

## (૮) શરીર પર્યાય પર વિચાર

(લેખક સ્વ પૂ અમુલખ ઋષિજી મ

૧ અહો અતિ આશ્ચર્ય છે કે, અનત પરમાણુ પુદ્ગલોનો સમૂહ મળીને આ શરીર–પિંડ નિર્માણ થયો હતો અને જોતજોતામા તે નષ્ટ થવા લાગ્યો જુઓ પુદ્ગલોની આ કેવી વિચિત્રતા છે!

(૨) અહો જિનેશ્વર ભગવાન આપે કહ્યુ છે કે અધ્રુવ અસાસયમ્મિ અર્થાત્ આ પદ્ગલપિંડ (શરીર) અધ્રુવ (અસ્થિર) અને અશાશ્વત (અનિત્ય) છે, આ કથનનો આટલા દિવસો સુધી મે વિચાર ન કર્યો પરન્તુ હવે શરીરની આ વિનાશમય રચના જોઈને, મને નિશ્ચય થઈ ગયો છે કે આપનુ કથન સપૂર્ણ અક્ષરશ સત્ય છે

(૩) જેમ મનુષ્યોના સમૂહ મીલનને મેળો કહેવામા આવે છે, તે કાલાન્તરે વિખરાઈ જવાથી શુન્યાવકાશ બની જાય છે તેમ કુટુબોના સબધથી સસાર રૂપી મેળો બનેલો છે, તેનો પણ વિખેરાઈ જવાનો સ્વભાવ છે જેમ મેળામા હાજર થયેલા પ્રેક્ષકો મેળો વિખેરાઈ જતાં તેની ફિકર કરતા નથી તેમ હુ (ચૈતન્ય) પણ પ્રેક્ષક છુ, મને આ શરીર–પર્યાય છૂટી જાય તેની ફિકર નથી

(૪) જગતનો કર્તા હર્તા કોઈ પણ નથી સર્વ પદાર્થો સ્વભાવથી જ મળે છે અને સ્વભાવથી જ છૂટા પડે છે એજ પ્રમાણે આ શરીરનો સયોગ પણ સ્વાભાવિક રીતે જ મળે છે અને સ્વાભાવિક રીતે જ છૂટો પડે છે મારા રાખવાથી સયોગ રહેતો નથી અને છૂટો કરવાથી છૂટો થતો નથી, તો પછી તેના વિયોગની ફિકર મારે શા સારુ કરવી જોઈએ? અર્થાત્ જરા પણ ફિકર કરવી જોઈએ નહિ જે બનવાનુ છે તે બને જ છે

(૫) હુ (ચૈતન્ય) જ્ઞાયક સ્વભાવનો કર્તા ભોકતા અનુભવિક અને તાનં સ્વરૂપ છુ આ નાયક સ્વભાવ અવિનાશી છે અને શરીર નાશવાન છે શરીરનો નાશ થવા છતા પણ મારા સ્વભાવનો નાશ થતો નથી એના માટે મારે શરીરની ચિંતા કરવી અનુચિત છે

(૬) અહો જિનેન્દ્ર! આજસુધી હુ આ શરીરને મારૂ માનતો હતો પરન્તુ હવે મને સત્યનો આભાસ થયો કે આ મારી અજ્ઞાનતા છે કારણ કે આ શરીર મારી ઇચ્છા વગર જ મારા શત્રુઓ જે રોગ અને વૃદ્ધાવસ્થા છે તેની સાથે મળી ગયુ તથા મૃત્યુ સાથે મળવા તૈયાર થઈ ગયેલ છે જો શરીર મારૂ હોત તો તે મારા શત્રુઓ સાથે મળી જઈને મને ખી કરવા માટે કેમ તત્પર થાય! આવા સ્વામી દ્રોહી મા માનવ મને ઉચિત નથી એને હવે તે મારૂ નથી હવે ત રહે તોર ભલે અને જાય તો ય ભલે મને તેની ફિકર નથી

(૭) રે ભોળા જીવ આ શરીર ને માતા-પિતા મારો પુત્ર કહે છે, ભ્રાતા-ભગિની મારો ભાઈ કહે છે કાકા-કાકી મારો ભત્રીજો કહે છે મામા-મામી મારો ભાણેજ કહે છે, સ્ત્રી મારો પતિ' કહે છે પુત્ર-પુત્રી મારા પિતા કહે છે ઇત્યાદિ સગા મારો' કહે છે અને તુ તા! માને છે! હવે આ શરીર કોનુ કોનું છે, પરમાર્થથી વિચાર તો કોઈનુ પણ નથી કારણ કે તેને રાખવા માટે સર્વ કોઈ અસમર્થ છે એના માટે સવળા કુટુંબીઓ પ્રત્યેના મમત્વભાવનો પરિત્યાગ કર અને અનગ થઈને નિશ્ચાત્મ ચિન્નુ સચ્ચિદાત્મક છે એમ માની હવે નિજ સ્વભાવમા રમણ કરવુ હિતાવહ છે

(૮) હે આત્મન! આ શરીર સપ્ત ઇંદ્રિ જાળની માયા સમાન ક્ષણે ક્ષણ ક્ષણમા પરિવર્તનને પામે છે તે જો મા બાલ્યાવસ્થામા આ શરીર સૌને વ્હાલુ લાગે છે યુવાવસ્થામાં મનોહર અને છે અને સ્ત્રી પુરુષોના મનને હરે છે અને વૃદ્ધાવસ્થા આવતા સૌ કોઈની ઘૃણાને

પાન બને છે અતમા મૃત્યુનો ત્રાસ શાની ભય છે આ સ્વજનો લગાગ તેના પરનો મોહ છોડીને તો અગ્નિમા ભસ્મ કરી દે છે શરીરની આવી સ્થિતિ થયા બાદ જેઓ શરીર કે કુટુંબીઓ પ્રત્યેના મોહને છોડતા નથી એ કેવળ ખેદ અને આશ્ચર્યની બીના છે I

(૯) જે જીવે છે તે મરતો નથી અને જે મરે છે તે જીવતો નથી અર્થાત્ આત્મા અવિનાશી છે અને શરીર વિનાશી છે તેથી મૃત્યુ શરીરનો ત્રાસ કરી શકે છે આત્માનો નહિ જ્યારથી શરીર ઉત્પન્ન થયુ છે ત્યારથી તે પ્રતિક્ષણ ક્ષીણ થતુ જાય છે પરંતુ ( આત્મા ) તો જેવો હતો તેવો જ રહ્યો છુ મારો મૃત્યુ પ્રાપ્ત થયુ નથી, થતુ નથી અને થશે પણ નહિ એવા નિશ્ચયવાળો જે છે તેને મૃત્યુનો ભય કદાપિ થતો નથી

(૧૦) જેમ કોઈ ગૃહસ્થ શ્રીમત બનતા પુરાણા—જીર્ણ મકાનને છોડીને મનોહર હવેલી બનાવી તેમાં નિવાસ કરે છે તેવી જ રીતે તપ, સયમ આદિથી જેઓ શ્રીમત બન્યા છે તેઓ આ આધિ વ્યાધિ ઉપાધિથી પરિપૂરિત અને અસ્થિ, માસ હાડકા દુર્ગંધથી ભરેલા એવા આ ઉદારિક શરીરરૂપી ઝુપડીને છોડીને પુણ્યરૂપ ભાતુ લઈ મહર્દ્ધિક દેવના શરીર રૂપી હવેલીમા નિવાસ કરે છે માટે આ ઝુપડીનો પરિત્યાગ કરવામા ભય શા માટે થવો જોઈએ ?

(૧૧) ભૂત ભવિષ્ય અને વર્તમાનમા જેમને સ્વર્ગ અને મોક્ષના ઉત્તમ સુખો પ્રાપ્ત થયા છે કરશે તે બધો સમાધિ મરણનો જ પ્રતાપ સમજવો જોઈએ માટે હે સુખાર્થી આત્મન્ ! તારે પણ સમાધિ મરણે (તપ સયમ ધર્માનુષ્ઠાન સત્ક્રિયાઓ અપૂર્વ ક્ષમા—ગુણવડે શાંત સમાધિમરણ) મરવુ ઉચિત છે કેમ કે દિવ્ય શરીરને પ્રાપ્ત કરાવનાર સમાધિ મરણ છે માટે એવા મૃત્યુનુ તારે પરમ હર્ષથી સ્વાગત કરવુ જોઈએ

---

## (૯) વચનામૃતો

• ઉદય આવેલા કર્મોને ભોગવતાં નવાં કર્મ ન બંધાય તે માટે આત્માને સચેત રાખવો એ સત્પુરુષોનો મહાન બોધ છે

• મનની પ્રભુ ભક્તિ સત્સંગ સત્ય વ્યવહારની સાથે ધર્મ અર્થ, કામ અને મોક્ષ એ ચાર પુરુષાર્થ પ્રાપ્ત કરતા રહો પ્રયત્નથી આત્મા જેમ ઉચ્ચગતિનો પરિણામી થાય તેમ કરો

• સમયે સમયે જીવનની ક્ષણિક વ્યતીતતા છે, ત્યાં પ્રમાદ કરીએ છીએ એ જ મહામોહનીયનું બળ છે

• ધર્મધ્યાનમાં નીચેની ચાર ભાવનાથી ભૂષિત થવું

૧ મૈત્રી—જગતના સર્વ જીવ ભણી નિર્વૈર બુદ્ધિ

૨ પ્રમોદ—અંશ માત્ર પણ કોઈનો ગુણ નીરખીને રોમાંચિત ઉલ્લસવા

૩ કરુણા—જગત જીવોનાં દુઃખ દેખીને અનુકંપિત થવું

૪ માધ્યસ્થ કે ઉપેક્ષા—શુદ્ધ સમદૃષ્ટિના બળ-વીર્યને યોગ્ય થવું

ચાર તેના આલંબન છે ચાર તેની રુચિ છે ચાર તેના પાયા છે એમ અનેક ભેદે વહેંચાયેલું ધર્મ ધ્યાન છે

• પરહિત એ જ નિજહિત સમજવું અને પર દુઃખ એ પોતાનું દુઃખ સમજવું

• સુખ દુઃખ એ મનની કલ્પના છે

• ક્ષમા એ જ મોક્ષનો દરવાજો છે

• શાંત સ્વભાવ એ જ સજ્જનતાનું ખરું મૂળ છે

• ઉપયોગ ત્યાં ધર્મ છે

• વિવેક બુદ્ધિથી સઘળું આચરણ કરવું

• દેહ ભાવ એ વસ્તુ ઝેર રૂપ માનવી

◦ આહાર વિહાર, નિહારની નિયમિતતા

◦ જ્ઞાનચર્ચા, વિદ્યાવિલાસ અને શાસ્ત્રાધ્યયનમાં ગુંથાવું

◦ પરનિંદા એજ મોટું પાપ માનવું

◦ દુર્જનતા કરીને ફાવવું એજ હારવું એમ માનવું

◦ જીવને બહુ દુઃખ છે ઉપાધિ બહુ છે અને ત્યાગ થઈ શકે તેમ નથી, તો તે માટે (૧) તે વસ્તુની જિજ્ઞાસા રાખવી (૨) સંસારને બંધન માનવું (૩) પૂર્વ કર્મ નથી એમ ગણી પ્રત્યેક ધર્મ સેવ્યા જવો, તેમ છતા પૂર્વ કર્મ નડે તો શોક કરવો નહિ (૪) દેહની જેટલી ચિંતા રાખે છે તેટલી નહિ પણ તેથી અનંત ગણી ચિંતા આત્માની રાખ કારણ કે અનંત ભવ એક ભવમાં ટાળવા છે

◦ સમજીને અપવાદી થનારને પશ્ચાત્તાપ કરવાનો થોડો જ અવસર મળવો છે

◦ જેઓ જેટલા પોતાની પૌદ્ગલિક મોટાઈ ઇચ્છે તેટલા તેઓ હલકા સંભવે

◦ પ્રશસ્ત પુરુષની ભક્તિ કરો તેનું સ્મરણ કરો ગુણચિંતન કરો

◦ અલ્પ આહાર અલ્પ વિહાર અલ્પ નિદ્રા, નિયમિત વાચા, નિયમિત કાયા અને અનુકૂળ સ્થાન એ મનને વશ કરવાના ઉત્તમ સાધનો છે

◦ મન જો શંકાશીલ થઈ ગયું હોય તો 'દ્રવ્યાનુયોગ વિચારવો, પ્રમાદી થઈ ગયું હોય તો ચરણ કરણાનુયોગ વિચારવો, કષાયી થઈ ગયું હોય તો ધર્મ કથાનુયોગ વિચારવો અને જડ થઈ ગયું હોય તો ગણિતાનુયોગ' વિચારવો યોગ્ય છે

◦ કોઈ સંબંધી કંઈક યાદ આવે તો એમ સમજી લેજે કે તે સાથે

આવવાની નથી. (જેને હું તેને દેહ આપી જવાનો છું વળી તે કંઈ મૂલ્યવાન નથી. સ્ત્રી સંબંધી ક્લેશ, શંકા ભાવ થાય તો આમ સમજી અન્ય ભોક્તા પ્રત્યે હસજે કે—મળ મૂત્રની ખાણમાં મોહી રહ્યો (જે વસ્તુનો આપણે નિત્ય ત્યાગ કરીએ છીએ તેમાં) ધન સંબંધી નિરાશા કે ક્લેશ થાય તો તે ઉંચી જાતના કાંકરા છે એમ સમજી સંતોષ રાખજે તો તું ક્રમે કરીને નિસ્પૃહી થઈ શકીશ.

○ એક વાર જો સમાધિ મરણ થયું તો સર્વ કાળમાં સમાધિ મરણ હશે.

○ સર્વોત્તમ પદ સર્વ ત્યાગીનું છે.

—શ્રીમદ્ રાજચંદ્ર

# વિભાગ બીજો

## (૧૦) સત-ભક્તોની અનુભવ વાણી

### ૧ આપ સ્વભાવકી સજ્ઝાય

આપ સ્વભાવમે રે અવધુ સદા મગનમે રહેના
જગત્ જીવ હૈ કર્માધિના અચરજ કછુઅ ન લિના આ૦ ૧

તુમ નહિ મેરા કોઈ નહી તેરા ક્યા કરે મેરા મેરા,
તેરા હૈ સો તેરી પાસે અવર સભી અનેરા આ૦ ૨

વપુ વિનાશી તુ અવિનાશી અબ હૈ ઈનકા વિલાસી
વપુ સંગ જબ દૂર નિકાસી તબ તુમ શિવકા વાસી આ૦ ૩

રાગ ને રીસા દોય ખવીસા એ તુમ દુઃખકા દીસા
જબ તુમ ઈનકો દૂર કરીસા, તબ તુમ જગકા ઈસા આ૦ ૪

પરકી આશા સદા નિરાશા, એ હૈ જગ જન પાસા
તે કાટનકુ કરો અભ્યાસા, લહો સદા સુખ વાસા આ૦ ૫

કબહીક કાજી કબહીક પાજી, કબહીક હુઆ અપભ્રાજી
કબહીક જગમે કીર્તિ ગાજી, સબ પુદ્ગલકી બાજી આ૦ ૬

શુદ્ધ ઉપયોગ ને સમતા ધારી જ્ઞાન, ધ્યાન મનોહારી
કર્મ કલંકકુ દૂર નિવારી, જીવ વરે શિવ નારી આ૦ ૭

---

## ૨ ભાવકર્મ કેમ છુટે ?

(રાગ—નાથ કૈસે ગજકો બંધ છુડાયો)

ભજન વિણુ ભાવકર્મ નહિ છુટે
સાધુ સંગત અ. આતમ ભજન વિણુ
કાળ નિરંતર લુંટે ભજન

મળથી કોઈ મળને ધુવે એ મળ કઈ રીતે છુટે ?
લઈ સાબુ ધ્યાનનુ પછી મેલ મળી ફરીથી તૂટે ભજન

આતમ ધ્યાન તુ ધરી ને પ્રાણી અમૃતરસ લુટે
કેશવ હરી રમે ઘટ ભીતર જરા મરણ તન ટૂટે રે ભજન

---

## ૩ રાજયોગની રીત

(રાગ-કાફી ધીરાના ૧ નો)

રાજયોગની રીતી રે સંસારીને સુખદાઈ (ટેક)
સુણો સહેજ સમાધિ રે લક્ષણ તેના કહુ ભાઈ રાજ૦

કામ ક્રોધ મોહ ને મમતા તૃષ્ણા સ્વાદ અને માન
સાન વાના પદનેથી છોડે તો ગૌણ ભક્તિનુ જ્ઞાન
મન જ્યારે માગે રે ગોવિંદ કેરા ગુણ ગાઈ રાજ૦

જ્ઞાન દ્રષ્ટિથી જુવે જ્યારે ઘટમા જગત જૂઠુ જણાય
એમ ચિત્ત અવિનાશી ઉપર સહેજ સમાધિ થાય
બ્રહ્મ એકનો ભાસે રે અતિ જેની અધિકાઈ રાજ

વિષય સુખની તૃષ્ણા વિરામે એકાંતિક જન એહ
ઇન્દ્રિયો ત્યારે વર્તે અંતરમુખ સર્વ ટળે સંદેહ
શ્રમણા સ, ભાગે રે, પરમ તત્ત્વ પને પાઈ રાજ૦

દીપક કરવા આનરે ઉદ્યમ ભાસે એચિંતો ભાણ
એમ અચાનક ઇશ્વર દરમા, જુવે ચતુર સુજાણ
ગણપત કહે છે જ્ઞાની રે, બ્રહ્માનંદ સુખ ભાઈ રાજ૦

---

## ૮ ધ્યાનની વિધિ

(રાગ-માઈ મીરાના પદનો)

ધ્યાન ધરો કોઈ ધ્યાની રે જ્ઞાની ભાઈ ગુણકારી (ટેક)
ભવ દુઃખ ભાગે રે, નારાયણ જપો નરનારી ધ્યાન૦

પાતંજલમાં કહ્યું પોકારી, અગર એમાં ઉપાય
સાધન કરતાં સિદ્ધિ પામે જોગ જીવનનો થાય
નિમાહુ નમે રે સુંદર નર એ સુખકારી ધ્યાન૦

અગ્રે ઉપર આંખ ઠેરાવી, જપે અજપા જાપ
આસપાસ પ્રકાશને દેખે, મન વશ કરવાનું માપ
જોગી એને જાણો રે ભક્તિ જેને હોય ભારી ધ્યાન૦

પ્રાત સમે કે પાછલે પહોરે સૂરજ સામું જોય
નેત્ર વડે નીરખે નર પ્રેમી હરિ હિરણ્ય ગર્ભ હોય
ભાગે દુઃખડાં ભાગે રે ચિત્તની વાત વિસારી ધ્યાન૦

ચંદ્ર ગ્રામાં ચક્ષુમાં દેખે જગમગે સૂર્ય જોવાય
ઉલટ પુનઃ ભરી સાધ સુષુમણા રેવ વિરાટ દેખાય
ગણપત કહે છે જ્ઞાની રે ભેટ એમ ભયહારી ધ્યાન૦

---

## ૫ સાધ્યની સિદ્ધિ

( દ્વારકાની ગોપિકા મટી વેશ્યા થાની—એ રાગ )

સુમતિબાઈ સદ્ભાગી સાસરીયે ચાલી
બળવંત મટ્ નામી તનુ શ્રદ્ધા બાનુ જાની (૧)

ષટચક્રની ફગ ખોલ્યા બંકનાલની વાટે
અનહદ ધુની ઉપજી ત્રિકુટીને ઘાટે (૨)

પચરંગી ત્યાં હીરો જ્યોતિ ઝગમગ જામી
ભ્રમગુફા ત્યાં ઉતર્યા હંસ થયા વિરાગી (૩)

શુન્ય શિખર શોભા ઘણી, કોટી ભાનુ પ્રકાશી
સિદ્ધ સિંહાસન ઉપરે બેઠા શ્રી અવિનાશી (૪)

વિણ બાદળ ત્યાં વિજળી વિણ દિપ અજવાળુ
સોહં સ્વામી સર્વમાં એક સરખા ભાળુ (૫)

ઘટા નાદ ગગનમાં જોગ જ્ઞાનની વાગી
સદ્ગુરુ માને ઓળખ્યા, લગની લક્ષમાં લાગી (૬)

અરસપરસ એકમેકમાં બેઠા મુખ્ય મુકામે
સંગીના સાથમાં ભળી ગાયું ગણપતરામે. (૭)

---

## ૬ વાર નહિ લાગે

ઓ ઘટ વિણસત[1] વાર ન લાગે ઓ ઘટ
યાકે સંગ મહા અબ મુરખ, છિન છિન અધિકો પાગે[2] ઓ૦ ૧

કાયા ઘાટ કાચકી શીશી લાગત ઠણકા[3] ભાંગે
સડણ[4] પડણ વિધ્વંસ-ધરમ જસ તસથી નિપુણ નિરાગે ઓ૦ ૨

આધિ વ્યાધિ યથા દુઃખ ઇણભવ, નરકાદિક પુનિ[5] આગે,
ડગ[6] ન ચલત સંગ જિણ પોષ્યા, મારગમેં[7] ત્યાગે ઓ૦ ૩

મદ છક છાક[8] અલંબ તજ ચીરના ગુરુ કિરપા કોઈ જાગે
તન ધન નેહ નિવારી ચિદાનંદ ચલિયે તાકે સાગે ઓ૦ ૪



૧ વિનાશ પામતા ૨ બંધાય છે ૩ ઠપકારો, ૪ સડવું અને નાશ થવો એ પુદ્ગલનો ધર્મ છે ૫ વળી આગળ, ૬ ડગલું પણ ૭ અધ રસ્તે ૮ ઘેનાપણું મ ના છાકથી થયેલું ૯ સંગે-સાથે

## (૧૨) આત્મ શોધન

શરીર વિના શોધન રે પાર કોઈ પામે નહિ,
મનોખા મીઠાં કાજે રે સ્વા૦ કાંઇ આવે નહિ

ઘડ મુકીને ડાળે વળગેલો રોને કેમ ચડાય?
અસ્વચથી જો પાખડી તૂટે તો પાછો આવીને પછડાય
સગત સત સમજો રે ચગો ઘડ મૂળી મડી ૧

શાસ્ત્ર પુરાણના મત જૂઝ્યા, ઘણો કરે સવા૦
બત્રીસ ભોજન રસોઈ બનાવી, કુ ગીને શાનો સ્વા૦?
વારિને વલોણે રે નહિ માખણ ને મડી ૨

નથી જમ્યો ને નથી જમાડયો દીઠા વિના ચવને જાૂ
પારમા મોદકનો સ્વાદ વખાણે એ તો મિથ્યા માથાકૂટ
વિવેક વિના વસ્તુ રે વિચાર વિના દૂર રહી ૩

અતર ઘરમા આણી ઉજાળો નિહાળો નિરંજન નૂર
મરજીવા એ મર્મને જાણે ભરપુર ભર્યો નથી દૂર
ધીરધર એને ધીરા રે લક્ષગવત એ લહી ૪

---

## (૧૩) કાહે સોવે નિંદ ભર

રામ બિસારો બાવરા, અચરજ કીનો એહ
ધન જોબન ચન જાયગા અત હોયગી એહ

• •

મનુષ્ય જનમ તોકો દિયો, ભજનકો ગોવિંદ
તૂ અપને કર આપકો, કહાં બંધાગે ફંદ?

• •

મનુષ્ય જન્મ દુર્લભ અતિ મિલે ન બારબાર,
તરુવર સે ફૂલ ગિર પડા, ફેર ન લાગે ડાર

° °

કાહે સોવે, નિંદભર, જાગી જપો મુરાર
એક દિન ઐસા સોવના લંબે પાંવ પસાર

---

## (૧૪) મન રાય મન રંક

મન મેરા પંખી ભયા જહાં તહાં ઉડ જાય
જહાં જૈસી સંગત કરે તહાં તૈસા ફલ ખાય

° °

મન મર્કટ બન બન ફિરે, કબૂ ન થિર ઠહરાય
રામ નામ આધાર બિના જિવ ભાવે તિત જાય

°

મન મૂર્ખ મન ચાતુરી મન રાજા મન રંક
જો મન હરજીકો મિલે (તો) હરજી મિલે નિઃશંક

° °

મન પંખી બિન પંખકા લખ જોજન ઉડ જાય
મન ભાવે તાકો મિલે, ઘરમેં આન સમાય

---

## (૧૪) કહા કિયા હમ આય કે

કહા કિયા હમ આય કે કહા કરેંગે જાય ?
ઇનકે ભયે ન ઉનકે ભયે ચલે મૂલ ગમાય

કહા જાય કહા ઉપને, ક્યો કરતા હૈ લાડ ?
ન જાનુ કિસ ડાબ તને જાય પડેંગે હાડ

આજ કાલ દિન પાંચમેં જંગલ હોગા બાસ
ઉપર લોક ફિર જાયેંગે, ઢોર ચરેંગે ઘાસ

રામ નામ જપ્યો નહિ કિયા ન હરિ સેં હેત
તાસે જનની ભાર મૂઈ પથ્થર પડિયો પેટ

---

## (૧૫) મનકી જીતે જીત

સાત સમુદ્રકી એક લહર, મનકી લહર અનેક
કોઉક હરિજન ઉબરા બૂડી નાવ અનેક

કબહુ ગગનમેં મન ચઢે કબહુ મન પાતાલ
કબહુ મન વિરક્ત મેં કબહુ પડે જંજાલ

મનકી હારે હાર હૈ મનકી જીતે જીત
પારબ્રહ્મ જો પાઈએ મનુષ્ય હોય અજીત

મન સબ પર અસ્વાર હૈ પીડા કરે અનંત
મન હી પર અસ્વાર હો કોઉક બીરલા સંત

---

મનુષ્ય જન્મ દુર્લભ અતિ મિલે ન બારવાર,
તરૂવર તે ફૂલ ગિર પડ, ફેર ન લાગે ડાળ

બાઠે સોવે નિ ભર, જાગી જપો મુરાર
એક દિન ઐસા સોવના, લંબે પાઉ પસાર

## (૧૪) મન ગય મન રહ

મન મેરા પખી ભયા જહાં તહાં ઉડ જાય
જહાં જૈસી સંગત કરે તહાં તૈસા ફલ ખાય

મન મર્કટ બન બન ફિરે, કબૂ ન થિર રહ પાય
રામ નામ બાંધા બિના જિત ભાવે તિત જાય

મન મર્કટ મન ચાતુરી મન રાજા મન રંક
જો મન હરસે મિલે, (તો) હરજી મિલે નિઃશંક

મન પખી બીન પંખના લખ જોજન ઉડ જાય
મન ભાવે તાકો મિલે ઘરમેં આન સમાય.

## (૧૪) કહા કિયા હમ આય કે

કહા કિયા હમ આય કે કહા કરેંગે જાય?
ઇનકે ભયે ન ઉનકે ભયે ચલ ગયે મૂલ ગમાય

૦ ૦

ક્યાં જાય મતા ઉપને, ક્યો કરતા હૈ લાડ?
ન જાનું કિસ રૂખ તલે જાય પડેંગે હાડ

૦ ૦

આજ કાલ કિ પાચમે, જંગલ હોગા બાસ
ઉપર લોક ફિર જાયેંગે ઢોર ચરેંગે ઘાસ

૦ ૦

રામ નામ જાન્યો નહિ, કિયા ન હરિ મેં હેત
નામે જનની ભાર મૂઈ પથ્થર પડિયો પેટ

---

## (૧૫) મનકી જીતે જીત

સાત સમુંદ કી ઇક લહર, મનકી લહર અનેક
કોઇક હરિજન ઉબરા ડૂબી નાવ અનેક

૦ ૦

કબહુ ગગનમેં મન ચઢે કબહુ મન પાતાલ
કબહુ મન ફિરકી ફિરે કબહુ પડે જંજાલ

૦ ૦

મનકી હારે હાર હૈ મનકી જીતે જીત
પરબ્રહ્મ જો પાઇએ મનચ્ય હોય અજીત

૦ ૦

મન સબ પર અસવાર હૈ, પેડાક અનંત
મન હી પર અસવાર હો કોઇક બીરલા સંત

---

## (૧૬) પામર પ્રાણી

ચોરાશીની ચાકડે ચડેના પામર પ્રાણી
ચોરાશીને ચાકડે ચડેના રે હે જી—ટેક

પુન્યના માર્ગમા પગના ન ભરતા
પાપી પથે ભમેના રે હે જી
નીતિની રીતિમા પ્રીતિ ન કીની પ્રાણી,
અનીતિમા આગળેલા પામર૦ ૧

સતા સુબુદ્ધિની સોબત છોડી
કુબુદ્ધિ સંગે વરેલા રે હે જી
સત પુરુષની છાયા ન લીધી પ્રાણી,
ફરેના સાથે ફરેના પામર૦ ૨

ચોરી જારી મિથ્યા ન મૂકે
વિવેક વિના વહેના રે હે જી
કામ ક્રોધ મદ લોભે લુટાણો પ્રાણી
પાપીઓ નરકે પડેના પામર૦ ૩

ગભના કોલ ભાન ન પામ્યો
ખરા ધણીથી ખૂટેના રે હે જી
નામ પ્રભુનુ તે નટ ન લીધું પ્રાણી,
જમી હાથ જકડેના પામર૦ ૪

ભાવ ભક્તિની જુક્તિ ન જાણી
મુક્તિ વિણ મરેના રે હે જી
પાપ પરગટ સતમા જાગ્યા પ્રાણી
અસતથી ઉંઘેના પામર૦ ૫

## (૧૯) કીરતાર ભજી લ્યે

પ્રાણીયા ભજી લે ને કીરતાર, આ તો સ્વપ્નું છે સંસાર ટેક
ઉંચી મેડી ને અજબ ઝરૂખા, ગોખ તણો નહિ પાર,
છત્રપતિ તો ચાલ્યા ગયા, તેનાં બાંધ્યા રહ્યા છે બાર પ્રા૦
ઉપર ફુલડાં ફરફરે ને હેઠે શ્રીફળ ચાર
ઠીક કરી એને ઠાઠડીમાં ઘાલ્યો, પછી પૂઠે પડે પોકાર પ્રા૦ ૨
સેજ તળાઈ વિના સૂતો નહિ, એ તો કરતો ઉન્નાગ હજાર
ખોળી ખોળીને બાળશે, સ્મશાને, જેમ લોઢું ગાળે લુહાર પ્રા૦ ૩
સ્મશાને જઈને ચેહ ખડકી ને ઉપર કાષ્ટનો ભાર
અગ્નિ મૂકી અળગા રહે, પછી અંગે ઝરે અંગાર પ્રા૦ ૪
સ્નાન કરવા સૌ ચાલીયા મળી સઘળા નર ને નાર
ભોજો ભગત કહે દસ દહાડા રોઈને વળતી મૂકશે વિસાર પ્રા૦ ૫

---

## (૨૦) પ્રાણીનો પશ્ચાત્તાપ

ભવ ભ્રમણમા ભમતા હે જિન શરણ તમારે આવ્યો રે,
કષાય સમામાં બંધાયો, કૃપા કરીને છોડાવો રે ભવ૦ ૧
અતિચારથી પાછું ન જોયું, મગર નામને ભૂલ્યો રે
સગત પીધી દુરમતિની મિથ્યા વાદમાં ડૂબ્યો રે ભવ૦ ૨
આશાતના કરી કારમી અનંતુ ખૂબ કમાયો રે
અસંજમમાં નિત્ય પ્રવર્ત્યો, પ્રભુ ગુણ લક્ષ ન લાવ્યો રે ભવ૦ ૩
કથીરની તો કીધી ગાંસડી સમકિત સગપણ ભૂલ્યો રે
ધર્મ શુક્લના ધ્યાન વિસારી આર્તરૌદ્રમાં ડૂબ્યો રે ભવ૦ ૪
સ્મરણ ધ્યાનનો મહિમા મોટો કંઈક પાપી તાર્યા રે
એવું સમજી 'કેશવ હરિ' એ પ્રેમે પ્રભુ સંભાર્યા રે ભવ૦ ૫

કેશવલાલ હરીચંદ મોદી—સાબરમતી

## (૨૩) ભજન

અવધૂ રામ રામ જગ ગાયે વિરલા અલખ લખાવે અવધૂ૦
મતવાલા તો મતમેં માતા, મઢવાલા મઢરાતા
જટા જટાધર, પટા પટાધર, છતા છતાવર તાતા અવધૂ૦ ૧
આગમ પઢી આગમધર થાકે, માયાધારી છાકે
દુનિયા૦ દુનિયામેં તાકે આસા સબ આશાકે અવધૂ૦ ૨
બહિરાતમ મૂઢા જગજેતા માયાકે ફંદમેં રહેતા
ઘટ અંતર પરમાતમ ભાવે દુર્લભ પ્રાણી તેતા અવધૂ૦ ૩
ખગ પદ ગગન મીનપદ જલમેં, જો ખોજે સો બૌરા[1]
ચિત્ત પંકજ ખોજે સો ચિન્હે રમતા આનંદ ભૌરા અવધૂ૦ ૪

## (૨૪) ભજન

ના જોગે ચિત્ત લ્યાઉં રે વહાલા ના૦

સમકિત દોરી શીલ લંગોટી, ઘુલ ઘુલ ગાંઠ ઘુલાઉં
તત્ત્વગુફામેં દીપક જોઉં ચેતન રતન જગાઉં રે વહાલા૦ ના૦ ૧
અષ્ટકરમ કંડીકી ધૂની ધ્યાના અગન જલાઉં
ઉપશમ છનને ભસમ છણાઉં, મલી મલી અંગ લગાઉં રે વહાલા૦ના૦ ૨
આદિ ગુરૂકા ચેલા હોકર મોહકે કાન ફરાઉં
ધરમ શુકલ દોય મુદ્રા સોહે, કરુણાનાદ બજાઉં રે, વહાલા૦ ના૦ ૩
ઇહ વિધ યોગ સિંહાસન બૈઠા, મુક્તિપૂરી કું ધ્યાઉં
આનંદઘન દેવેન્દ્રસે જોગી બહુરન કલિમેં આઉં રે વહાલા૦ ના૦ ૪

૧ બૌરા=પાગલ

## (૭૫) ભજન

ધોઇ રે જીવન સારૂ આતમા ! ધોઇ રે જીવને સારૂ
કોઈ ન કરો મારૂ તારૂ આતમ૦ ટેક

ઉછીના ઉધારા કર્યેના કર્યા દેવાનુ દિન નથી તારૂ
જૂનં ખાતા સભાળીને સમજી ભજે તો ઘણુ સારૂ .. આ૦ ૧

દસની ધોઇ માત ખજાના, તેમા કંઈ નથી તારૂ
ભાનાવાળા • નારે ભેગે ત્યારે નાણુ નીકળશે તારૂ આ૦ ૨

ચોરાશીથી ભરામી મધુ અંતર તપાસને તારૂ
જોવુ હોય તો થેની લેજે, ખજાનામાથી એક બારૂ આ૦ ૩

માવ ભર્યો કેમ જાણીને જેને હરિનુ ખજાનુ
દાસ જીવણનુ મન તેમને ચરણે શામળો મ્રે છે ઘણુ સારૂ આ૦ ૪

